આત્માર્થી મુનિશ્રી મોહન ઋષિજી મ. ની વિચાર શ્રેણી

# જૈન તત્વનું નૂતન નિરૂપણ

અને

# માનવ જીવનની મહત્તા






સંપાદક :

હર્ષચંદ્ર કપુરચંદ દોશી

ન્યાય વ્યાકરણતીર્થ



—: પ્રકાશક :—

શ્રી થા. મહાવીર જૈન યુવક મંડળ

પીઠનો સુતારવાડો, ખંભાત.

પ્રથમાવૃત્તિ: પ્રત : ૧૦૦૦ } મૂલ્ય ૦–૫–૦ { જ્ઞાનપંચમી: વિ.સં.૧૯૯૪ વી.સં.૨૪૬૪

પ્રકાશક :

# શ્રી સ્થા. મહાવીર જૈન યુવક મંડળ

પીઠનો સુતારવાડો

ખંભાત (ગુજરાત)



चतुरशीतिलक्षेषु भ्रमता शुभकर्मणा ।
प्राप्तं मनुष्य जन्माख्यं रत्नं तन्मा वृथा कृथाः ॥ (हर्ष)

ચોર્યાસી લાખયોનીમાં ભમતાં શુભ કર્મથી ।
મનુષ્ય જન્મ પામ્યો તું મા તે રત્ન ગુમાવતો ॥

મુદ્રક.—

હર્ષચન્દ્ર કપુરચંદ દોશી

શ્રી સુખદેવ સહાય જૈન કોન્ફરન્સ પ્રીન્ટીંગ પ્રેસ

૯, ભાંગવાડી, કાલબાદેવી મુંબઇ.

# પ્રસ્તાવના.

પ્રસ્તુત પુસ્તક શ્રી શ્વે. સ્થા જૈન કોન્ફરન્સના મુખપત્ર "જૈન પ્રકાશ" પત્રમા ચાલુ સાલના ફેબ્રુઆરી માસથી "જૈન તત્વનું નૂતન નિરૂપણ" ના શીર્ષક હેઠળ પ્રગટ થયેલી લેખમાળાનો સંગ્રહ કરી તૈયાર કરવામાં આવ્યુ છે.

આ લેખમાળાના મૂળ લેખક–ઋષિ સંપ્રદાયના આત્માર્થિ મુનિ શ્રી મોહનઋષિજી મહારાજ છે કે જેઓશ્રી પોતાનું એકાન્ત અને શાંત જીવન વીતાવે છે. તેમના શાન્ત જીવનના ચિંતવનના અનુભવો ઉપરાંત જૈન આગમ તથા અન્ય દર્શનોના ગ્રંથોનુ કરેલ ચિન્તવન અને મનન ના સાર રૂપ કે જેનો સંગ્રહ બસો ફોર્મથી પણ વધી જાય તેમ છે, તેમાંથી અતિ ટુંકમા આ લેખમાળા લખી જૈન સમાજ પર પરમ ઉપકાર કર્યો છે.

આ લેખમાળા વાંચતા અમોને એમ લાગ્યુ, કે જો આ લેખોનો સંગ્રહ કરી તેની યોગ્ય સંકલના કરી પુસ્તક રૂપે બહાર પાડવામા આવે, તો જનતા જૈન ધર્મના મહાન સિદ્ધાંતોને સરળતાથી સમજી શકે, અને સાથે સાથે જો તેને અમલમા મૂકે તો મનુષ્ય પોતાના જીવનને એક આદર્શ જીવન બનાવી શકે.

જૈન ધર્મનુ તત્વજ્ઞાન મેળવવા માટે સૌથી પ્રથમ જૈન ધર્મના મૂળભૂત સિદ્ધાંતો રૂપ નવતત્વની શાસ્ત્રકારોએ યોજના કરી છે, જે દરેક મનુષ્યને જાણવાની અનિવાર્ય જરૂર છે. આ નવ તત્વોમાં કેટલાક તત્વો ( જીવ, અજીવ ) જાણવા યોગ્ય, કેટલાક ગ્રહણ કરવા યોગ્ય ( પુણ્ય, સંવર, નિર્જરા, અને મોક્ષ ), અને કેટલાક ત્યાગવા યોગ્ય ( પાપ, આશ્રવ, બંધ, ) છે આ તત્વોનુ જ્ઞાન મેળવવાથી મનુષ્ય પોતાની હાલની સ્થિતિ પામવાનું કારણ, પોતાનુ અંતિમ

ધ્યેય ( મોક્ષ ) પ્રાપ્તિનાં સાધનો, અને તે મેળવતાં વિઘ્ન કરતાં કારણો જાણી શકે છે; અને પોતાની કર્તવ્ય દિશા નક્કી કરી શકે છે. આ નવ તત્વનો વિષય એટલો ગહન છે કે તેના એક એક વિષય પર સારો વ્યાખ્યાનકાર યા સારો લેખક મોટા પુસ્તકો લખી શકે છતા આવો જરૂરી વિષય આમ જનતા સરળતાથી સમજી શકે તે માટે લેખકે આ લેખમાં યોગ્ય તમામ પ્રયાસો કર્યા છે

પ્રસ્તુત પુસ્તકમાં શરૂઆતમાં જીવ અને અજીવનું સ્વરૂપ તથા તેના ભેદ સમજાવી તેમા પંચેન્દ્રિય અને તેમાં પણ મનુષ્ય પંચેન્દ્રિયની મહત્તા બતાવી આત્માનુ અહિત કરનાર દુર્ગુણો, અને હિત કરનાર સદ્‌ગુણોનુ વર્ણન કરવામાં આવ્યું છે ત્યારબાદ પુણ્ય અને પાપનું સ્વરૂપ, તથા તે ઉપાર્જન કરવાના કારણો, અને પાપ કરનારને નરક ગતિમાં ભોગવવાના દુ:ખોનુ આબેહુબ વર્ણન કરી, કર્મ આવવાના તથા કર્મ રોકવાના તેમજ આવેલા કર્મોને દૂર કરવાનુ વર્ણન કરેલું છે. ત્યારબાદ જીવ અને કર્મનો બંધ કેવી રીતે પડે છે. કર્મ શું છે વગેરે બાબતોનો ઉલ્લેખ કર્યો છે. આ પ્રકરણમા લેખકે કર્મનો સ્વરૂપને સારી રીતે સમજાવી કર્મવાદને નહિ માનનારા અને પ્રભુને કર્તા માનનારનો ભય દૂર કરવા સારો પ્રયાસ કર્યો છે. અને સર્વ કર્મ ક્ષય થતાં મોક્ષગતિ મળે છે, જેથી છેવટમા, મોક્ષ પ્રાપ્તિના કારણોનુ ટુંકમા વર્ણન કર્યું છે આવી રીતે નવે તત્વોની વિગતવાર સમજણ આપ્યા બાદ મનુષ્યને પોતાની ફરજ સમજાવવાને છેવટમા મનુષ્યનુ કર્તવ્ય શુ છે, તે માટે ઉલ્લેખ કરી, સત્યધર્મ અને આજના વિકૃત ધર્મનુ સ્વરૂપ તથા આજના જડવંદી આત્માઓનું સ્વરૂપ બતાવી, અંતમા ધર્મોપદેશ આપી મનુષ્યને સદ્‌બોધ આપેલો છે.

આમ એકંદરે માનવ જન્મની મહત્તા બતાવી માનવ કર્તવ્ય વિષે દરેક પ્રકરણોમા યોગ્ય સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ લેખમાળામાં નવ તત્વ, છકાય સિદ્ધિ, ધર્મ, કર્મ, આદિનું સ્વરૂપ વિજ્ઞાનની દ્રષ્ટિએ પ્રતિપાદન કરેલ છે, અને તે એવી સુંદર શૈલીથી કરેલ છે કે તે સર્વ ધર્મના અને સર્વ દેશના માનવો માટે એક સરખું ઉપયોગી છે.

ટુંકમાં આ આખા પુસ્તકનું વાંચન મનુષ્યને સન્માર્ગે દોરવા માટે અતિ ઉપયોગી થઇ પડશે એમ અમારૂ માનવું છે, અને આના વાંચનથી થોડા પણ સન્માર્ગે દોરાશે તો આની પાછળ કરવામાં આવેલો શ્રમ સફળ થશે.

અંતમાં આ નિવેદન બંધ કરતા પહેલાં આ લેખમાળાના લેખક અને પુસ્તક રૂપે બહાર પાડતા પહેલાં - યોગ્ય સુધારા વધારા માટે સુચના આપનાર આત્માર્થિ મુનિશ્રી મોહનઋષિજીનો તથા જૈન પ્રકાશ પત્રના ઉત્સાહી તંત્રી શ્રીયુત હર્ષચંદ્રભાઇએ તેના પ્રકાશન અંગે જે સહાનુભુતિ અને મદદ કરી છે તે બદલ તેમનો આભાર માનવાની આ તકે રજા લઇએ છીએ

આ પુસ્તક પ્રકાશન અંગે મંડળને આર્થિક સહાય આપી ઉત્સાહીત કરનાર શેઠ મોહનલાલ ઇચ્છાલાલનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

મંડળ તરફનુ આ પ્રથમજ પ્રકાશન હોઇ ને તેના સંપાદન વગેરેમા ભુલો રહી જવા સંભવ છે, પરંતુ આશા છે કે સુજ્ઞ વાંચકો તે દરગુજર કરી તે તરફ અમારૂં લક્ષ ખેંચશે કે જેથી બીજી આવૃત્તિમાં તે બાબતનો સુધારો થઇ શકે. અંતમા આ પુસ્તકના અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવી મદદ કરનાર સદ્‌ગૃહસ્થોનો આભાર માનીએ છીએ અને તેની સમાજ સેવાની ભિક્ષા યાચી વિરમીએ છીએ.

| | |
|---|---|
| જ્ઞાન પંચમી<br>૧૯૯૪ કારતક સુદ ૫<br>ખંભાત | **શા સાકરચંદ મોહનલાલ**<br>પ્રમુખ<br>**શ્રી સ્થા. મહાવીર જૈન યુવક મંડળ.** |

# લેખકનું નમ્ર નિવેદન.

આગમોધ્ધારક જૈનાચાર્ય પૂજ્યશ્રી અમોલકઋષિજી મહારાજ કૃત જૈન તત્વ પ્રકાશ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરવાની કેટલાક ભાઇઓની ઇચ્છા હતી, તે ગ્રંથ માટે ટીપણી લખી હતી. ગ્રંથ પ્રકાશનના અભાવે તે ટીપણીનો જૈન પ્રકાશના ઉત્સાહી તંત્રી શ્રી હર્ષચંદ્રભાઇએ 'જૈન તત્વનું નૂતન નિરૂપણ' રૂપે પ્રકાશિત કરી. તે વાંચીને હિંદી તથા ગુજરાતી પાઠકોનુ આ લેખમાળાને પુસ્તકનું રૂપ આપવાનુ મન થયું જેના પરિણામે આ લેખમાળા એક સાથે બન્ને ભાષામાં પ્રકાશિત થવા પામી છે.

સ્વતંત્ર પુસ્તકના આશયે આ લખાણ લખાયું નથી છતાં આશા છે કે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, વકતા ગુરૂકુળ, બોર્ડિંગ, પાઠશાળા આદિના વિદ્યાર્થિઓ તથા લેખકો, જૈન કે અજૈન તમામને સમાન ઉપયોગી થશે આ પુસ્તકમાં જો સારૂં તત્વ હોય તો તેના યશના ભાગીદાર મહાજ્ઞાની પુરૂષોજ છે, કારણ કે તેમના સાહિત્ય સમુહમાથી વીણેલી આ થોડી વાનગી માત્ર છે જે જે સાહિત્યના વાંચનના મન્થન રૂપે આ સંગ્રહ છે તે તમામ મહાપુરૂષો, લેખકો તથા પ્રકાશકોનો પ્રત્યેક વાંચક તથા લેખક આભારી છે. આ લેખમાળાને નવતત્વના ક્રમમાં ગોઠવીને તત્વોની વ્યાખ્યા તથા શરૂઆતનુ વિવેચન શ્રી જૈન સમાજના ઉગતા ઉત્સાહી યુવક શ્રી કેશવલાલ અંબાલાલ શાહ ખંભાતવાળાએ કરેલ છે આશા છે કે તેમનો પરિશ્રમ પણ સફળ થશે. પુસ્તકાકાર માટે આ પુસ્તકના વિષયોમાં સવિશેષ સંશોધનની આવશ્યકતા છે, તે તે ત્રુટિ પુર્ણ કરવા માટે સાહિત્ય રસિક વિદ્વાનોને નમ્ર નિવેદન છે કે તેઓ આ પુસ્તકને વિશેષ લોકોપયોગી બનાવવા માટે ઉદારતા બતાવી સમાજને અધિક ઋણી બનાવશે.

આજના ઉગતા યુવાનોમા ધર્મ ભાવનાની જાગૃતિ આણવાની ખાસ જરૂર છે.

# અનુક્રમણિકા

દ્વિતીય પુષ્પ............તુરતમાંજ પ્રકાશિત થશે

## ધ્યાનમાં રહે કે:—

આ પ્રથમ પુષ્પ પ્રકાશિત થયા પહેલાં લગભગ બધી નકલોના ગ્રાહક અગાઉથી નોંધાઇ ગયા છે. એટલે પ્રકાશિત થયા પછી લઇ લઇશું એવી આશાએ જેઓએ પોતાનું નામ નથી નોંધાવ્યુ તેઓને પુસ્તક વિનાજ રહેવું પડશે. માટે અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવવું રખે ચૂકતા ?

પ્રથમ પુષ્પ જેટલુંજ સુંદર અને ઉપયોગી પ્રકાશન

# પ્રાયશ્ચિત કોને ?

અને

# બીજી કથાઓ

તુરતમાજ બહાર પડશે.

વિશેષ હકીકત માટે 'જૈન પ્રકાશ' જોઇ લેવા વિનંતિ છે. ગ્રાહક તરીકે નામ નોંધાવવું રખે ચુકતા—

શ્રી. સ્થા. મહાવીર જૈન યુવક મંડળ
ખંભાત

॥ ॐ असिआउसाय नमः ॥

# જૈન તત્વનું નૂતન નિરૂપણ



## જીવ તથા અજીવ તત્વ.

**જીવ તથા અજીવનું સ્વરૂપ.**

વ્યવહારથી જે શુભ અને અશુભ કર્મોનો કરનાર, હરનાર, અને ભોગવનાર છે, અને નિશ્ચયથી જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ પોતાનાજ ગુણોનો કરનાર અને ભોગવનાર છે, અથવા જે સુખ દુઃખને સહન કરે અને ચૈતન્ય સહિત હોય, અને પ્રાણ ધારણ કરે તેને જીવ કહે છે, અને તેથી વિપરીત જે ચૈતન્ય રહીત જડ સ્વભાવવાળો હોય તેને અજીવ કહે છે.

જૈન શાસ્ત્રો જીવના બે પ્રકાર પાડે છે. ત્રસ અને સ્થાવર

(૧) **ત્રસ**—દુ:ખથી ત્રાસ પામે તે અથવા જે પોતાની મેળે હાલી ચાલી શકે છે તે. તેના વિશેષ ભેદો નીચે પ્રમાણે છે.

(અ) બે ઇંદ્રિયવાળા જીવ, જેવા કે.–શંખ, કીડા, અળસીયા, જળો, પોરા વગેરે (જેને કાયા અને મુખ એ બે ઇંદ્રિયો છે તે)

(બ) ત્રણ ઇંદ્રિયવાળા જીવ, જેવા કે:–જું, માકડ ચાંચડ, કીડી, મંકોડા વગેરે (કાયા, મુખ અને નાક એ ત્રણ ઇંદ્રિયો હોય તે)

(ક) ચાર ઇંદ્રિયોવાળા જીવ, જેવા કે–માખી, ડાંસ, ભમરા, તીડ, પતંગીઆ વગેરે (કાયા, મુખ, નાક, અને આંખ એ ચાર ઇંદ્રિયો હોય તે)

(ડ) પાંચ ઇંદ્રિયવાળા જીવ, જેવા કે:–નારકી, જનાવરો, પંખી. દેવ, મનુષ્ય વગેરે (કાયા, મુખ. નાક, આંખ અને કાન. એ પાંચ ઇંદ્રિયો હોય તે)

(૨) **સ્થાવર**—જે પોતાની મેળે હાલી ચાલી શકે નહિં અને સ્થિર રહે છે તે.

સ્થાવરના વિશેષ ભેદ નીચે પ્રમાણે છે.

(૧) પૃથ્વીકાય (૨) અપકાય (૩) તેઉકાય (૪) વાઉકાય (૫) વનસ્પતિકાય

જેના સામાન્ય અર્થ અનુક્રમે, માટી. પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિ થાય છે. આ દરેકમાં જીવ છે, અને તે કેવા સ્વરૂપે છે તે નીચેના દ્રષ્ટાંતથી સમજાશે. તે તમામને શરીર છે, અને તેના શરીરને મનુષ્યના શરીર સાથે જુદી જુદી રીતે સરખાવવામાં આવે છે

**પૃથ્વીકાય** —જેમ મનુષ્યને કાંઇ વાગેલુ હોય અને ઘા પડેલ હોય, તે રૂઝાતા ધીમે ધીમે ભરાઇ જાય છે, તેમ ખોદેલી ખાણો પણ સ્વયં ભરાઇ જાય છે. જેમ ઉઘાડા પગે ચાલનાર મનુષ્યના પગનું તળીઉ ઘસાય છે તેમ વધતું જાય છે, તેવી રીતે માણસો, પશુ, પક્ષી, તથા વાહનોની આવજાવ થવાથી પૃથ્વી પણ રોજ ઘસાય છે, ને રોજ વધવા પામે છે. જેમ બાળક વધે છે તેમ પર્વત પણ ધીમે ધીમે નિત્ય વધે છે માણસને લોઢું પકડવું હોય, તો માણસને લોટા પાસે જવુ પડે છે, ત્યારે લોહ ચુંબક નામનો પત્થર પોતાને સ્થાને રહીને પોતાની ચૈતન્ય શક્તિદ્વારા લોહને પોતાની પાસે ખેંચી લે છે. માણસના પેટમા પથરીનો રોગ થાય છે તે સચેત પત્થર હોવાથી નિત્ય વધે છે. માછલીના પેટમાં રહેલ મોતી પણ એક જાતનો પત્થર છે. અને તે પણ નિત્ય વધે છે. જેમ માણસના શરીરમાના હાડકામા જીવ હોય છે, તેમ પત્થરમાં પણ જીવ હોય છે.

**અપકાય** —જેમ પક્ષીનાં ઈંડામા રહેલ પ્રવાહી પદાર્થ પંચેન્દ્રિય પક્ષીના પિંડ સ્વરૂપે છે, તેમ પાણીના જીવો, તે પણ એકેંદ્રિય જીવોના પિંડ રૂપે છે મનુષ્ય તથા તિર્યંચ ગર્ભ અવસ્થામાં શરૂઆતમા પ્રવાહી પાણી રૂપે હોય છે, તેમ પાણીમાં પણ જીવ સમજવા, જેમ શિયાળામાં મનુષ્યના મુખમાથી વરાળ નીકળે છે, તેમ કુવાના પાણીમાંથી પણ વરાળ નીકળે છે જેમ શિયાળામાં મનુષ્યનુ શરીર ગરમ હોય છે, તેમ શિયાળામા કુવાનું પાણી પણ ગરમ હોય છે. જેમ ગરમીમાં મનુષ્યનુ શરીર શીતળ હોય છે, તેમ ઉનાળામા કુવાનુ પાણી પણ શીતળ હોય છે. જેમ મનુષ્યની પ્રકૃતિમા પણ શરદી તથા ગરમી હોય છે, તેમ પાણીની પ્રકૃતિમાં પણ શરદી તથા ગરમી હોય છે, જેમ મનુષ્યનું શરીર શિયાળામાં

અકડાઇ જાય, તેમ શિયાળામાં તળાવનું પાણી પણ અકડાઇ જઇને બરફ બને છે. જેમ મનુષ્ય બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃધ્ધાવસ્થા જેવા નવા રૂપ ધારણ કરે છે, તેમ પાણી પણ વરાળ, બરફ ને વરસાદ આદિ રૂપ ધારણ કરે છે. જેમ મનુષ્યનો દેહ માતાના ગર્ભમાં પાકે છે, તેમ પાણી પણ ૭ માસ વાદળામાં ગર્ભ રૂપે પાકીને વર્ષાનુ રૂપ ધારણ કરે છે, જેમ મનુષ્યનો કાચો ગર્ભ કોઇવાર ગળી જાય છે, તેમ પાણીનો પણ કાચો ગર્ભ ગળી જાય છે જેને કરા પડયા કહેવાય છે.

**તેઉકાય**—જેમ મનુષ્ય શ્વાસોશ્વાસ સિવાય જીવી ન શકે. તેમ અગ્નિ પણ શ્વાસોશ્વાસ સિવાય જીવી શકતી નથી. જેમ તાવમાં મનુષ્યનું શરીર ગરમ રહે છે, તેમ અગ્નિના જીવો પણ ગરમ હોય છે. મરણ પામવાથી મનુષ્યનું શરીર ઠંડુ પડી જાય છે, તેમ અગ્નિના જીવો પણ મરી જવાથી ઠંડા પડી જાય છે. જેમ આગીયાના શરીરમા પ્રકાશ હોય છે, તેમ અગ્નિના જીવોમાં પણ પ્રકાશ હોય છે. જેમ માણસ ચાલે છે, તેમ અગ્નિ પણ ચાલે છે, એટલે અગ્નિ ફેલાઇને આગળ વધતી જાય છે. જેમ મનુષ્ય ઓક્સિજન ( પ્રાણવાયુ ) હવા લે છે ને કાર્બન ( વિષવાયુ ) બહાર કાઢે છે, તેમ અગ્નિ પણ ઓક્સિજન હવા લઇને કાર્બન હવા બહાર કાઢે છે.

**વાઉકાય.**—હવા હજારો ગાઉ સુધી સ્વતંત્ર રીતે ચાલી શકે છે. હવા પોતાના ચૈતન્ય બળથી મોટાં વિશાળ વૃક્ષ તથા મોટા મહેલોને પાડી નાખે છે હવા પોતાનુ શરીર નાનામાંથી મોટું બનાવે છે. વર્તમાનકાળમાં વિજ્ઞાનીઓએ શોધ કરી છે, કે હવામાં થેકસસ નામનાં સૂક્ષ્મ જંતુઓ ઉડે છે ને તે એટલાં સૂક્ષ્મ છે કે. સોયની અણી

જેટલા ભાગમા એક લાખ જંતુઓ સુખેથી આરામ પૂર્વક બેસી શકે છે

**વનસ્પતિ.**—મનુષ્યનો જન્મ માતાના ગર્ભમા રહ્યા પછી થાય છે, તેમ વનસ્પતિના જીવો પણ પૃથ્વી માતાના ગર્ભમા અમુક સમય રહ્યા પછી બહાર નીકળે છે. જેમ મનુષ્યનું શરીર નિત્ય વધે છે. તેમ વનસ્પતિનું શરીર પણ નિત્ય વધે છે. જેમ મનુષ્ય બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા ભોગવે છે, તેમ ત્રણે અવસ્થા વનસ્પતિ પણ ભોગવે છે. જેમ મનુષ્યના શરીરને કાપવાથી લોહી નીકળે છે, તેમ વનસ્પતિના શરીરને કાપવાથી તેમાંથી પ્રવાહી પદાર્થ વિવિધ રંગના નીકળે છે જેમ ખોરાક મળવાથી મનુષ્યનું શરીર પુષ્ટ થાય છે, અને ન મળવાથી સુકાઇ જાય છે, તેમ વનસ્પતિ પણ ખાતર તથા પાણીનો ખોરાક મળવાથી તે વિકાસ પામે છે, અને તેના અભાવે તે સુકાઇ જાય છે. જેમ મનુષ્ય શ્વાસ લે છે તેમ વનસ્પતિ પણ શ્વાસ લે છે. દીવસે કાર્બન હવા લઇને રાત્રે વનસ્પતિ ઓક્સિજન હવા બહાર કાઢે છે જેમ કેટલાક મનુષ્યો માંસાહારી હોય છે, તેમ વનસ્પતિ પણ માખી, પતંગ આદિ નાના જીવોના સત્વને પોતાના પાંદડા વતી ચુસી લે છે, યા ખાતર અને હવા દ્વારા મારાહાર કરે છે. ચન્દ્રમુખી પુષ્પ ચન્દ્રમાની સામે ને સૂર્યમુખી પુષ્પ સૂર્યની સામે. ખીલે છે અને તેમના અસ્ત થવાથી બીડાઇ જાય છે

**જીવ અને અજીવની સરખામણી**

વર્તમાન કાળમાં વિજ્ઞાને રેલ્વે, મોટર, સ્ટીમર, એરોપ્લેન, તાર, ટપાલ, રેડીઓ, ટેલીફોન, વાયરલેસ, વીજળી, ગેસ, આદિ વિવિધ શોધો કરી છે, છતા વિજ્ઞાનીઓ પોતાને વિજ્ઞાનના પારણામાં (ઘોડીયામા) હીંચતા બાળક માની

નવિન વિવિધ શોધો કરી રહ્યા છે, ને કરશે આ બધી વસ્તુઓ જડ (અજીવ) છે, લાખો વિજ્ઞાનીઓ ભેગા થાય પણ તે એક નજીવા વડના બીજને બનાવવા માટે સમર્થ નથી લાખો એન્જીન ને એરો-પ્લેનો કરતા પણ વડના એક બીજમા અનંત ગણી વિશેષ શક્તિ છે વડના એકજ બીજમા તેનાં જેવાં ક્રોડો બીજોજ નહિ, પણ માઇલોના વિસ્તારવાળા ક્રોડો ઘટાઘટ વડવૃક્ષોનો સમાવેશ થયેલ છે, ને તે વાત પ્રત્યક્ષ સિદ્ધ છે તેથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી લાખો એન્જીનો ને એરોપ્લેનો જમીનમાં દાટવામા આવે, તો તેની માટી થાય છે, ત્યારે વડનું બીજ વાવવાથી તેમાથી વડવૃક્ષ ઉત્પન્ન થાય છે, કારણ વડના બીજમા ચૈતન્ય સત્તા છે, ત્યારે એન્જીન જડ છે, તેથી તે પોતાની પ્રગતિ કરવા માટે સમર્થ નથી.

૪૦ તોલાના એક ગ્લાસ પાણીમા ૫૦૦૦ ટન કોલસાની શક્તિ છે, તે હિસાબે એક રતિના પાણીના એક બિંદુમાં સવા ટન એટલે પાંત્રીસ મણ કોલસાની શક્તિ છે, ૪૦ તોલાની પાણીની વરાળની શક્તિથી એક મોટી સ્ટીમર ઇગ્લેંડ મદ્રાસની મુસાફરી કરી શકે છે. તેવી વિજ્ઞાનીઓએ શોધ કરી છે.

**માનવ ભવની ઉત્તમતા અને તેનું કર્તવ્ય.**

વડના બીજમાં, તથા પાણીના બિંદુમા કે જે સ્થાવર જીવો છે તેનમા આટલી શક્તિ છે તો ત્રસ જીવોમા, ને તેમા વળી માનવમા કેટલી શક્તિ હોઇ શકે તે સહજ સમજી શકાય તેમ છે. સાતમી નરકનો પરમાણુ સમય માત્રમાં સિદ્ધ શિલામા જઇ શકે છે આટલી શક્તિ જડની છે. તો ચૈતન્યની તેથી અનંતગણી વિશેષ શક્તિ હોય તે સ્વાભા-

વિક છે અનંત ભવ તિર્યંચના, અસંખ્ય દેવતાના ને અસંખ્ય ભવ નારકીના કર્યા પછી, એક માનવ ભવની પ્રાપ્તિ થાય છે. માટીમાથી કુંભાર માટલી બનાવે છે માટીને માટલી બનતા કેટલું ખોદાવું, કુટાવુ, ચીટાવું, ભીંજાવુ, ગુંદાવુ, ટીપાવું ને અગ્નિની જ્વાળાઓમાં શેકાવુ પડે છે, તેનો પ્રત્યેક વાંચકને પ્રત્યક્ષ અનુભવ છે, તે પરથી પૃથ્વી, પાણી, વનસ્પતિ, પશુ અને પક્ષીની યોનિમાથી નીકળીને, કેટલા દુખ ને કષ્ટમય સંસ્કારોને પરિણામે, માનવ ભવ મળ્યો હશે, તે સરળતાથી સમજી શકાય તેમ છે

**માનવ ભવ**

જેવી રીતે સમુદ્રને, અનુભવી મનુષ્ય રત્નનો નિધિ માને છે, ત્યારે અજ્ઞાની દાળ શાકમા નાખવા માટે મીઠાની ગાગડી આપનાર તરીકે માને છે, તેમ માનવ ભવને જ્ઞાની મોક્ષના સાધન રૂપે માને છે, ત્યારે અજ્ઞાની વિષય કષાયની વૃદ્ધિના સાધન રૂપ માને છે મનુષ્યનું અંતિમ ધ્યેય મોક્ષ મેળવવાનુ છે મોક્ષ એટલે જન્મ મરણથી મુક્ત દશા **આ મોક્ષ પ્રાપ્તિ મનુષ્ય ભવ મેળવ્યા સિવાય થઇ શકતી નથી.** દેવો પણ મનુષ્ય ભવ મેળવવાની ઇચ્છા રાખે છે. પણ ધર્મ વિનાનુ માનવ-જીવન દેવોને દુર્લભ થવાને બદલે નારકીના જીવો પણ ન ઇચ્છે તેવુ અધમ બનવા પામેલ છે પશુ, વિષય કષાય પર અંકુશ રાખી શકતુ નથી, ત્યારે માનવમા અંકુશ રાખવાની શક્તિ છે. તેટલી માનવમા પશુથી વિશેષતા છે 'અન્યથા' માનવ ને પશુ ઉભય સમાન છે માનવ ઉંચુ મુખ રાખીને ચાલે છે, ત્યારે પશુનું મુખ નીચું રહે છે, માનવનો ઉંચુ મુખ રાખવાનો સ્વભાવ ને ઉંચું સ્વર્ગીય અને મોક્ષમય કાર્ય કરવાનો સ્વભાવ છે તેમ સમજવાનુ છે માનવ દેહથી વિશેષ મહત્વવાળું શરીર ત્રણે લોકમા નથી.

પવિત્ર વિચારો કરી બ્રાહ્મણ, આશ્રિતને સહાય આપી ક્ષત્રિય, પરોપકારાર્થે ધન સાચવી વણીક. અને

**માનવના અંગો ને, વર્ણ વ્યવસ્થા**

વિશ્વની સેવા કરી ક્ષુદ્ર પોતાનું જીવન ગુજારે છે, તેમ માનવના શરીરમાં, પરોપકારમય જીવન સૂચક ચાર અંગ છે. મસ્તક, ભુજા, પેટ, અને પગ, એ ચારે અવયવો પરોપકારમય જીવન વિતાવવા નિત્ય પ્રેરણા કરે છે

માનવ શરીર તે જન્મ મરણના સાગરને પાર પહોંચાડનાર નાવ છે. દેવ લોક કરતા માનવ ભવ ઉત્તમ

**માનવ તે દેવોનો પણ દેવ**

છે. કારણ માનવ પોતાનુ ભવિષ્ય ઇચ્છાનુસાર ઘડી શકે છે આ શક્તિ દેવતા યા અન્ય કોઇપણ જીવા યોનિના જીવોમાં નથી. માનવ શરીરથી મહત્વનો દેવ ત્રણ લોકમા નથી અનંત ભવની વાવેલ ખેતી આ સમયે લણવાની છે.

માનવ જીવ અનંત જીવોથી પ્રધાન છે, તો અનંત જીવોથી પ્રધાન કાર્ય કરવાનું છે. માનવ ભવની

**જીવ અને શિવનો પુલ.**

સ્થિતિ આકાશમાં પત્થર અદ્ધર રહે તેટલી છે, અને શેષ સ્થાવર તથા અન્ય જીવાયોનિની સ્થિતિ જમીન પર પત્થરના રહેવાની સ્થિતિ પ્રમાણે છે. માનવભૂમિ તે મોક્ષ ભૂમિ છે, માનવભૂમિ તે આત્મ ગુણની પરીક્ષા આપવાની ભૂમિ છે, જીવ અને શિવ વચ્ચેનો પુલ તે માનવ ભવ માનવ ભવ રૂપ કલ્પવૃક્ષ મળ્યું તેથી મન વાંછિત માગ્યાં-ફળ મલે છે આપ સ્વર્ગ માગે છે, તો આપ

નઈ માગે છે, સર્વે પોતપોતાની યોગ્યતા પ્રમાણે માગે છે, અને તે પ્રમાણે તેમને ગતિ મળે છે

માનવ ભવમાંજ ધર્મ આરાધના થઇ શકે છે, સિવાયની જીવાયોનિઓ તો પોતાના કર્મનો બદલો ભોગવે છે, વાછરડાને બાલ્યાવસ્થામા પીવા માટે માતાનુ દુધ મળતુ નથી, યુવાવસ્થામા પોતાની જનનેંદ્રિય કપાવવી પડે છે, અને ક્ષુધા તૃષા સહન કરીને, ગાડાનો ભાર સહન કરવો પડે છે, કોમળ નાકને વિંધાવવું પડે છે, જીવન પર્યંત અનેક પ્રકારના માર સહન કરવા પડે છે, મરણ પામ્યા પછી તેના આંતરડાનો પિંજારાનો તાર બને છે, ને ચામડાની અનેક ચીજો બને છે. તે પર પણ માર પડે છે, તેનુ મડદું ચીરાય છે, અધમ જીવાયોનિને જીવતા માર પડે છે, મરણ પામ્યા પછી તેના શરીરના તત્વોને માર પડે છે, વાછરડા જેવાં નિર્દોષ પ્રાણીની જીવતા તથા જીવન પછી, તેના શરીરની પૂર્વના પાપના યોગે આવી દુર્દશા થાય છે તો પાપમય જીવન વીતાવનાર માનવ ભવની દુર્દશા આથી વિશેષ અધમ થાય, તે સરળતાથી સમજી શકાય તેમ છે. સારા સ્વભાવ અને પરોપકારી જીવન સિવાય, માનવમા કાઇપણ વિશેષ સારૂં નથી સમુદ્રમાં રહેલ દીવાદાડીનો નાનકડો દીવો લાખો માનવોના પ્રાણને બચાવે છે, તો માનવ કેવા પવિત્ર કાર્યો કરી શકે તે સરળતાથી સમજી શકાય તેમ છે

માનવને ત્રણ પ્રકારના કુટુંબ છે.

(૧) દેવ, ગુરૂ, ધર્મ ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ, જ્ઞાન, દર્શન ચારિત્ર, દાન. શીયળ, તપ, અને ભાવના આદિ

(૨) ક્રોધ, માન માયા લોભ. રાગ, દ્વેષ, ઈર્ષા, અને અજ્ઞાન આદિ

(૩) માતા, પિતા, ભાઇ, બેન, પુત્ર પુત્રી, સ્ત્રી સાસુ, સસરા આદિ

પ્રથમ કુટુંબ માનવના હિતની ચિંતા કરે છે (સદ્દગુણો) બીજુ કુટુંબ માનવના અહિતની ચિંતા કરે છે (દુર્ગુણો) ત્રીજુ કુટુંબ થોડા વખત થયા મળ્યુ છે અને તે થોડા કાળ માટે જ છે

શરીર છુટવાની સાથે ત્રીજા નંબરનું કુટુંબ અત્રે છુટી જશે, અને તે ત્રીજા નંબરનુ કુટુંબ બીજા નંબરના કુટુંબને સહાય કરે છે, અને પહેલા નંબરના કુટુંબનો અજ્ઞાનના લીધે તીવ્ર વિરોધ કરે છે માનવ પ્રથમ નંબરના કુટુંબ સાથે પ્રેમ કરે, તો ત્રીજા નંબરનુ કુટુંબ બીજા નંબરના કુટુંબની મદદ લઇ, તેને માર મારીને ભગાવે છે, અને તે પાછુ આવવા ન પામે તેટલો માર મારી તેને નિઃસત્વ બનાવે છે. શોકયવત પ્રથમ કુટુંબ સાથે બીજુ તથા ત્રીજું કુટુંબ દ્વેષ અને ઇર્ષા કરે છે, ત્રીજા નંબરના અજ્ઞાન કુટુંબને, પ્રથમ નંબરના કુટુંબથી અનાદિ કાળનુ વૈર છે બીજા તથા ત્રીજા કુટુંબમાં આકર્ષણ શક્તિ છે, જેથી તેનુ સન્માન સચવાય છે. પહેલા કુટુંબને આકર્ષણ રહિત તથા નિર્ધન માની તેને તુચ્છકારી કાઢવામાં આવે છે. બીજા નંબરનુ કુટુંબ પરલોકમા સાથે જાય છે. અજ્ઞાનતાને લીધે સુખદાયી કુટુંબનો તિરસ્કાર, અને દુ:ખદાયી કુટુંબનુ બહુમાન સાચવવામા આવે છે, તેની રક્ષા તથા સેવા માટે માનવ પોતાનું સર્વ જીવન પુરું કરે છે.

હવે પ્રથમ નંબરના કુટુંબમાં આવતા કેટલાક સદ્દગુણોનુ વર્ણન આપવામા આવે છે

**સદ્દભાવના.** વચન કરતા વિચારો વિશેષ સુક્ષ્મ હોઇને, વિશેષ શુભાશુભ પ્રેરણા આપે છે માટે વચન કરતાં વિચારની વિશેષ સાવધાની રાખો વાણી તે પાણી સમાન છે અને વિચાર

તે વરાળ તથા વીજળી સમાન છે વરાળ અને વીજળી કરતા પણ વિચારની શક્તિ અનંત વિશેષ છે. વરાળ તથા વીજળી તમામ ગામને તથા તમામ મીલોને પ્રકાશ તથા ગતિ આપે છે, તેમ વિચાર તમામ વિશ્વને પ્રકાશ તથા ગતિ આપે છે. વરાળ અને વીજળી માત્ર ધનવાનના તાબામા છે, ત્યારે વિચાર ધનવાન તથા નિર્ધન બંનેના તાબામા છે. જેવી રીતે સમુદ્રમાં નાખેલ પત્થરથી ઉત્પન્ન થયેલ તરંગ, તમામ સમુદ્રમાં ફરી વળે છે, શરદી ગરમી તથા વર્ષાની હવા સર્વત્ર પ્રસરે છે, તેમ વિચાર તમામ વિશ્વમાં અતિ સરળતા પૂર્વક પ્રસરવા પામે છે. સારા વિચાર સ્વ તથા પરને લાભદાયી છે, અને નરસા વિચાર ઉભયનું અહિત કરે છે.

વિચાર કે જે સુક્ષ્મ શરીર છે, તેની શક્તિ સ્થૂલ શરીર કરતાં પણ વિશેષ છે, માટે મહા પુરૂષોએ વૈરીનું પણ ભલું ચિંતવવા માટે ભલામણ કરેલ છે સારા વિચારો કરવા તે વિશ્વના શુભ પુદ્ગલો પોતામાં ખેંચવા સમાન છે, અને ખરાબ વિચારોથી અશુભ પુદ્ગલો પોતાનામા પ્રવેશ કરે છે. કોઇના માટે ખરાબ વિચાર કરવો, તે તેના પ્રત્યે તલવાર ઉગામવાના અપરાધ સમાન પાપ છે પ્રથમ તલવાર, વિચાર ઉગામે છે. ત્યાર પછી જ હાથ તેને ઉપાડે છે ખરાબ વિચારો પોતામાં અનેક સંતાનોને જન્મ આપે છે, અને તે શરીર રૂપ મકાનમાં પોતાનો વાસ કરે છે.

તમારા ગુપ્તમાં ગુપ્ત વિચારો પણ પવિત્ર રાખો. ગુપ્ત વિચારોની પણ સારી તથા માઠી અસર થયા વિના રહેતી નથી. વિચારો શબ્દથી દર્શાવો, યા ન દર્શાવો પણ તેની અસર સામા પર થાય છે જ તમારા વિચારોનો પડઘો વિશ્વમાં અથડાઈ પાછો તમારી

પાસે આવે છે અન્ય માટેના સારા યા નરસા વિચારોની કદાચ અન્યપર અસર થાય યા ન થાય, પણ પોતાના પર તો થવા પામે છેજ.

સારા વિચારો શરીરમા આરોગ્ય અને બળ આપે છે, નરસા વિચારો રોગ અને મૃત્યુ આપે છે. સારા વિચારોથી આપણુંત. અવલામાં વિશ્વ પાસેથી શુભ તત્વો મળે છે, અને તે શુભ તત્વો આપણને વિશેષ સુંદર, સુંડાળ અને પ્રિયકારી બનાવે છે. અને નરસા વિચારોનુ પરિણામ તેથી વિપરીત આવે છે તમે દરેક ક્ષણે, તમારા વિચારો વડેજ તમારા મન તથા શરીરને રચતા હોવાથી. તમે કેવા વિચારો કરો છો તે માટે પણ લક્ષ રાખો આપણી વર્તમાનની સ્થિતિ આપણા વિચારોનુજ પરિણામ છે, બળદની પાછળ ગાડુ ખેચાઇને આવે છે તેમ, શુભાશુભ વિચારની પાછળજ સુખ તથા દુ:ખ વિચાર પ્રમાણે સાથેજ ચાલ્યા કરે છે.

પવિત્ર વિચાર પરમાત્મા સમાન છે. અને અપવિત્ર વિચાર તે પિશાચ સમાન છે વિચાર પ્રમાણે માનવનુ ચારિત્ર રંગાય છે. વિચારને તમે ભુલી જશો, પણ વિચાર તમને ભુલશે નહિં તેની નોંધ શાશ્વત છે, અપવિત્ર વિચાર તો અપવિત્ર કાર્ય સમાન ભયંકર છે નબળા વિચારો અચાનક વાયવત આત્મા પર ભંગ મારે છે. કોઇ સેવક દેવતા કરતાં તમારો એક પવિત્ર વિચાર તમારી વિશેષ સેવા કરશે અને કોઇ દુશ્મન દેવતા કરતા પણ તમારો એક અપવિત્ર વિચાર તમારુ અનંત વિશેષ અને અનંત કાળ માટે અહિત કરશે જેમ પાણીના પરમાણુ વાદળમા એકત્ર થઇ, યોગ્ય સમયે વરસે છે તેમ. આત્મામા શુભાશુભ પરમાણુ એકત્ર થઇ પોતાના ભાગ ભજવે છે વિચારો અંદરના ઊંડાણમા જેમ તેટલા દબાયા

ગયા હોય, તો પણ જમીન ફોડીને ફણગો ફુટવા સમાન બહાર આવે છે ખરાબ વિચારો બહાર કાઢો, એટલે ને ખાલી પડેલી જગ્યામાં સારા વિચારો પ્રવેશ કરશે વિચારોમા અનત સામર્થ્ય છે, માટે તેને પવિત્ર રાખો પોતાનુ ભવિષ્ય ઘડનાર પોતાના ભાવોજ છે સારી ભાવના ભાવો, બદલામા વ્યાજ સહિત લાભ આપે છે. ત્યાગી, યોગી, સતી, વેશ્યા અને કસાઇ પોતાના વિચારોથીજ બન્યા છે અને બને છે

વચન તથા વિચારો સામાની પાસે આકૃતિ રૂપે ઉભા થાય છે. નિંદા, લઘુતા, તિરસ્કાર આદિ અશુભ વિચારો, અશુભ આકૃતિ રૂપે હાજર થઇ સામાને અસર કરે છે તળાવ પાસે શીતલતાના, ને નીભાડા પાસે ઉષ્ણતાના પરમાણુ અનુભવાય છે તેમ પવિત્ર વિચાર વાળા પાસેથી પવિત્ર પરમાણુ મળે છે, અને અપવિત્ર વિચાર વાળા પાસે બેસવાથી, તેના અપવિત્ર પરમાણુની અસર થાય છે માતા તથા વેશ્યા બન્ને સ્ત્રી જાતિ હોવા છતા, બન્ને પાસેથી ભિન્ન ભિન્ન પરમાણુ મળે છે, તેમ સારા તથા નરસા વિચારવાળાના પરમાણુની અસર થવા પામે છે તમારી વિચાર શક્તિનો સારામા સારો ઉપયોગ કરો તમારા વિચારોજ તમારૂ ભવિષ્ય ઘડે છે. ને તમેજ તમારા ભવિષ્યના કડીઆ છો

અહિંસાથી ૧૦૦ ગાઉમા સમભાવ વ્યાપે. અહિંસક પાસે ક્રુર પ્રાણી દયાળુ બને, તો સમજ શક્તિવાળો માનવ વૈરભાવ ભૂલે તેમાં નવાઇ શી ?

**અહિંસા**

જેટલે અશેં સમદર્શિતા (સમાનભાવ) તેટલે અશે અહિંસા. વિષમ ભાવે હિંસા. અહિંસક સમદર્શિ.પત્થરનો જવાબ ગુલાબના

પુણ્યથી આપે. **વિષય કષાયનો વિજય તેજ અહિંસા ને તપ.** અહિંસક અહિત કરનારનું પણ ઉત્કૃષ્ટ હિત કરવા ઉત્કૃષ્ટ યત્ન સેવે. હિંસક પોતાનો ભાવ ન ત્યજે તો અહિંસક પોતાનો ભાવ કેમ ત્યજે? માનવ પૂર્ણ અંશે અહિંસક, પૂર્ણ ક્ષમાવાન ન બને ત્યાં સુધી, તે પૂર્ણ માનવ નથી, અને તે પૂર્ણતાના અભાવે તેટલા પ્રમાણમાં તે પશુ છે નગ્ની દોરી કરતાં અહિંસાની દોરી અતિ સૂક્ષ્મ છે હિંસા પિશાચ વૃત્તિ છે, ને અહિંસા પરમાત્મ વૃત્તિ છે સંકટ સમભાવે સહન કરવું તે, અહિંસાનો રાજપંથ છે કુવિચાર, દોષદૃષ્ટિ શાંતિપૂર્ણ વિચાર્યા વિના જવાબ આપવો, તે પણ હિંસા છે બીજાની લઘુતા અને પોતાની પ્રસંશા તે હિંસા છે પોતાના માનને ભોગે શત્રુનુ માન વધારી, પોતાના અહિંસા ધર્મની રક્ષા કરવાની છે. અહિંસા ધર્મની રક્ષા માટે, અખંડ રાત્રિના ઉજાગરા જોઇએ, અહિંસકને શત્રુ ન હોય. 'શઠં પ્રતિ શાઠ્ય' નહિ પણ સત્યં કુર્યાત્ એ સિદ્ધાંત હોય આદર્શ ! એટલે વિશ્વ વ્યાપી પ્રેમ. પુત્ર પુત્રીનો અપરાધ વિના શરતે માફ કરાય છે, તેમ અહિંસક વિશ્વને "આત્મવત્ સર્વ ભૂતેષુ" વત માનીને, તમામના અપરાધની ઉદાર ભાવે ક્ષમા આપે. અહિંસાના પાલનમા અત્યંત શૌર્યની આવશ્યકતા છે. અહિંસા સમજવામાં આવે, તો આ લોકમાં તેમજ પરલોકમા તે ચિંતામણી રત્નથી વિશેષ સુખ આપે છે.

ખેડૂત જેમ ખેતીની પ્રગતિ માટે, વર્ષાના પાણીના પ્રહારને શાંત ભાવે ઝીલે છે, તેમ અહિંસક પોતાના અહિંસાની ખેતીની પ્રગતિ માટે, તમામ પ્રકારના પ્રહારો સહર્ષ ઝીલે કષ્ટ ભોગવનાર કરતાં કષ્ટ આપનારને વિશેષ કષ્ટ ભોગવવું પડે છે અહિંસા તેના ઉપાસક આત્માની પાસ. આત્મયોગ નિમિત્તે લઘુતા ન જ કરે. જીવનના

ભોગે માતા પોતાના સંતાનનું રક્ષણ કરે છે, તેમ, અહિંસક વિશ્વ માતા બની જીવનના ભોગે વિશ્વનું રક્ષણ કરે છે **અહંતાનો સર્વથા નાશ તેજ અહિંસા,** શત્રુને પરમ સુખી જોવાની ભાવના ભાવે તેજ સત્ય અહિંસક છે. વૈરીને જીતવાનું સારામા સારૂં શસ્ત્ર અહિંસા જ છે

કોઇ મનુષ્ય સંપૂર્ણ અહિંસક બને તો તેનાં પરમ સદ્‌ભાગ્ય ગણાય, પણ જો તેમ ના બની શકે, તો તેણે નીચેના નિયમો સાચવવાની જરૂર છે.

હું હાલતા ચાલતા જીવોને વગર અપરાધે, નજરે જોઇને, ઇરાદાપૂર્વક, (મારી નાખવાની બુદ્ધિથી) મારીશ નહિ, અને તેમનું મન દુભવીશ નહિ " આ નિયમ સાચવવા માટે નીચેનાં દોષો લાગી જાય નહિ તે ખાસ લક્ષમાં રાખવું જોઇએ, જેવા કે –

કોઇપણ જીવને ટુંકા બંધને બાંધવો, કોઇ પણ જીવને માર મારવો, કોઇપણ જીવના અંગોપાંગ છેદવા, કોઇપણ જીવના પર ગજા ઉપરાંત ભાર ભરવો, કોઇપણ જીવને ભોજન પાણી કરતા અંતરાય પાડવી (અટકાવ કરવો) અહિંસા વિના સત્ય અસંભવિત છે અને અહિંસા અને સત્ય ઓતપ્રોત છે જેથી હવે સત્યને વિચારીએ ·

**સત્ય** -હજારો સૂર્યના પ્રકાશ કરતા, સત્યનો પ્રકાશ વિશેષ છે, અને લાખો રાહુ કરતા અસત્યનો અંધકાર વિશેષ છે, સર્વ સદ્‌ગુણોનો સત્યમાં, ને સર્વ દોષોનો અસત્યમાં સમાવેશ થાય છે. અહંકારનો જેનામા બીલકુલ નાશ થવા પામ્યો છે તેજ સત્ય .ર્તિ થઇ શકે છે. સત્યાચરણી, સદાચરણી હમેશા નમ્ર હોય છે. તે પોતાની ખામીઓ દિવસે દિવસે વધારે સમજતો જાય છે વિચાર વાણી ને વર્તનમાં

સત્ય હોવું જોઇએ સત્ય ને દરિયા સમાન છે. તેનામા તમામ ગુણ રૂપ નદીઓ આવીને મળે છે પ્રત્યેક શ્વાસોશ્વાસે સત્યનું વિસ્મરણ ન થવું જોઇએ. પ્રત્યેક શ્વાસો શ્વાસમા સત્યતા ટપકવી જોઇએ. જ્યા સત્યનો વાસ છે ત્યાજ પરમ-આનંદ છે.

પોતાની પ્રશસાથી પ્રસન્ન થવું તે મૃષાવાદ, આત્મભાન વિનાની ભાષા વદવી તે નિશ્ચય અસત્ય સ્વ સ્વભાવમાં સ્થિર થવું તે નિશ્ચય સત્ય આત્માને સ્વ સ્વભાવથી ચલિત કરવો તે નિશ્ચય અસત્ય પોતાના ગુણ પ્રગટ કરવા તે નિશ્ચય મૃષાવાદ સત્યના ધ્યેય વિના માનવનું જીવન પશુ સમાન છે. માટે નીચેના નિયમોનુ પાલન કરવું પરમ આવશ્યક છે.

પશુ, પક્ષી કે જમીન સબધી જુઠું બોલીશ નહિ, કોઇની થાપણ ઓળવીશ નહિ, અને ખોટી સાક્ષી પુરીશ નહિ, અને કોઇને ધ્રાસકો પડે તેવા વચન બોલીશ નહિ, કોઇના ગુપ્ત ભેદ ઉઘાડા પાડીશ નહિ, પોતાની સ્ત્રીના તથા મિત્રના ગુપ્ત રહસ્યો પ્રગટ કરીશ નહિ, ખોટા ઉપદેશ ( સલાહ ) આપીશ નહિ, ખોટા લેખ લખીશ નહિ, એ દોષોથી દૂર રહેવા ઉદ્યમવત થવાની ખાસ આવશ્યકતા છે

અહિંસા અને સત્યરૂપી મહાનગુણો આત્મામા કેળવ્યા પછી, બીજા સદ્‌ગુણો મેળવવામા ખાસ હરકત આવતી નથી જૈન શાસ્ત્રમા આની પછી અસ્તેયનુ સ્વરૂપ બતાવેલુ છે.

અચૌર્ય:-અસ્તેય ( ચોરીથી દૂર રહેવા પણુ ) વ્રત પાલન કરનારે બહુ નમ્ર વિચારશીલ ને અતિ સાવધાનીથી રહેવું જોઇએ આ પાલનમાં પ્રથમ વિચાર કરતાં એમ જણાશે કે,

સામાન્ય રીતે જ્યારે એક મનુષ્ય પોતાની જરૂરીઆતોને પહોચી શકતો નથી, ત્યારે તે જરૂરીઆતોને પહોચી વળવા સારૂ તેનું લક્ષ ચોરી કરવા તરફ જાય છે. તેથી, જેમ રોગી પોતાના રોગ ઘટાડવાની ભાવનાનો યત્ન સેવે છે, તેમ અસ્તેય વ્રતનો આરાધક પોતાની આવશ્યક્તાઓ ઘટાડવા પુરૂપાર્થ સેવે, વિષય- કષાયનું સેવન તે નિશ્ચય ચોરી છે. સ્ત્રી પુરૂષનાં અંગોપાંગ વિકાર દૃષ્ટિથી જોવાં તે પણ ચોરી છે. ચોર પરાણે ધન લુંટી જાય છે, ત્યારે આત્મિક ધન લુટવા માટે, વિષય કષાય રૂપ ચોરોને અજ્ઞાની આમંત્રણ આપે છે.

આ દિશામાં સૌથી પ્રથમ પગલા તરીકે માણસે મોટાં પ્રકારની ચોરી જેમ કે:—ખાતર પાડવુ, ગાંસડી છોડીને લઇ લેવું, પર કુંચીથી તાળા ખોલવાં, રસ્તામા પડેલી વસ્તુ પોતાની માલીકીની જાણી ગ્રહણ કરવી–વગેરેનો ત્યાગ કરવાની જરૂર છે, અને તે પ્રમાણે કરતા નીચેનાં દોષો જેવા કે:—

ચોરાયલી વસ્તુ લેવી, ચોરને મદદ કરવી, રાજ્ય વિરૂદ્ધ દાણ ચોરી કરવી, ખોટાં તોલ માપ રાખવા, સારી વસ્તુ બતાવી ખરાબ વસ્તુ આપવી–વગેરે દોષો ન લાગી જાય તે બાબતમા પ્રયત્ન શીલ રહેવાની જરૂર છે.

**બ્રહ્મચર્ય** — આત્માના શુદ્ધ સ્વરૂપમાં વિચરવું તે બ્રહ્મચર્ય. બ્રહ્મચર્ય એટલે જીવનસ્પર્શિ પૂર્ણ સંયમ. પૂર્ણ આશ્રવનિરોધ તે બ્રહ્મચર્ય. આત્મસ્વરૂપના વિચાર સિવાય સર્વ વ્યભિચાર પાચ ઇંદ્રિયોના ૨૩ વિષયોની

આસક્તિ તે વ્યભિચાર ને વિષયોનો સંયમ તે શીલ, સમભાવ તે શીલ અને વિષમભાવ તે વ્યભિચાર.

બ્રહ્મચર્યનો માત્ર કાયિક પવિત્રતા સાચવવાનો અર્થ, તે રૂપીઆને લઇ પાઇના બદલે વટાવવા સમાન છે, સદાચારી પોતાની સ્ત્રી સાથે પણ ભોગ દૃષ્ટિ ન રાખે. માણસના ગુલામ થાઓ પણ વિષયી મનના ગુલામ ન થાઓ. બ્રહ્મચર્ય તે નિઃસંશય માનવની સૌથી વિશેષ મૂલ્યવાન સંપત્તિ છે. જો લેમ્પ કાણું હશે તો તેલ નીચે ઢોળાઇ જશે, અન્યથા ઉંચે ચઢીને પ્રકાશ આપશે, તેમ બ્રહ્મચર્યના અભાવે, આત્મતેજ–આત્મ પ્રકાશનો નાશ થવા પામે છે, ને તેના પાલનથી આત્મ તેજ તથા આત્મ શક્તિમા વધારો થાય છે.

વ્યભિચારી પુરૂષને પશુ કહેવો, તે પશુનું અપમાન કરવા સમાન છે, કારણ પશુમાં પણ વિશેષ સયમ અનુભવાય છે. પશુ જેવો સંયમ ભાગ્યે જ કોઇ મહાત્યાગી ને વૈરાગી પુરૂષોમાં જોવામાં આવે છે.

એક વાસણમાં લોહી, માંસ, હાડકા, ચામડું વીર્ય, મલમૂત્ર, પીત્ત, પરૂ, આદિ ભર્યા હોય તે વાસણમાં કોઇ થુંકવાનું કહે તો પણ અરૂચી થાય, તો તેવી સ્ત્રી પુરૂષના શરીરની રચના છે, તો તેના પર સમજુ વિષય જન્ય રાગ દષ્ટિ ન જ કરે.

આ બ્રહ્મચર્યના મુખ્ય બે ભેદ પાડીએ.

(૧) સંપૂર્ણ બ્રહ્મચર્ય:–જેમા મન, વચન, અને કાયાથી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનું છે જેમા (દેવી, માનવ લોકની સ્ત્રી તથા માનવ નો સમાવેશ થાય છે

(૨) મર્યાદિત બ્રહ્મચર્ય:–પોતાની પરણેલી સ્ત્રી સિવાયની તમામ સ્ત્રીઓ સાથે કાયાથી મૈથુન સેવવું નહિં.

શ્રાવક સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાના વિચારો રાખે અને તે ધ્યેય ને પહોચી વળવા પ્રયત્ન કરે. આ નિયમ સાંચવવા માટે મનુષ્ય ને નવ નિયમો સાચવવા પડે છે (જેને જૈન શાસ્ત્ર નવ વાડ* તરીકે ઓળખે છે.)

(૧) સ્ત્રી, પુરૂષ, પક્ષી રહિત સ્થાનક ભોગવવું (૨) સ્ત્રી પુરૂષ સાથે વાર્તાલાપ કરવો નહિ. (૩) એક આસને બેસવું નહિં. (૪) સ્ત્રી પુરૂષના અંગોપાંગ નીરખવાં નહિં. (૫) ભીંત વગેરેના પડદે રહીને સ્ત્રી પુરૂષના રાગવાળા શબ્દો સાંભળવા નહિ. (૬) પૂર્વના કામભોગ સંભાળવા નહિ (૭) રોજ રોજ સરસ આહાર કરવો નહિ. (૮) વધારે પડતો ખોરાક ખાવો નહિ (૯) શૃંગાર વર્ધક વસ્ત્રાભુષણથી શરીરની શોભા કરવી નહિ.

સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવું એ ઉત્તમ વસ્તુ છે, અને તે હદ સુધી જવા માટે પ્રથમ તો તેણે પોતાની સ્ત્રી સાથેનો સંબંધ મર્યાદિત કરવો જોઇએ. આજના વિલાસ વાળા જમાનામાં, શૃંગારી નોવેલો, નાટક, સિનેમા, ખોટા વ્યસનો, બિભત્સ ચિત્રો, વગેરે આ નિયમ પાળવામાં અંતરાય ભૂત થઇ પડે છે. પરંતુ પ્રયત્ને તે શક્ય થાય છે. આ નિયમ સાચવવા, પાંચ નિયમો પર ધ્યાન આપવાની જરૂર છે. (૧) પોતાની સ્ત્રી સાથે પણ સંયમ રાખવો (૨) પોતાની પણ

*ખેતરને સાચવવા (જાનવરોથી) વાડની જરૂર પડે છે તેમ બ્રહ્મચર્યને સાચવવા માટે આ નવ તત્વો શાસ્ત્રકારે વાડ રૂપે ફરમાવેલ છે, તેનુ પ્રત્યેક પાલન કરવું જોઇએ

નાની વયની સ્ત્રી સાથે સંયોગ ન કરવો (૩) વિષય વિકારી ચેષ્ટા ન કરવી. (૪) બ્રહ્મચર્યનો ભંગ કરવા કોઇને સલાહ ન આપવી. (૫) કામ ભોગની અંદર તીવ્ર ઇચ્છા ન રાખવી.

**પરિગ્રહ:**–( તૃષ્ણા ત્યાગ ) સંતોષ વગર ખરૂં સુખ નથી. ઉપર જણાવેલા સદ્‌ગુણો સાથે સંતોષ ઉમેરાય, તોજ સુખની પ્રાપ્તિ થાય; પણ આથી એમ માનવાનું નથી કે માણસે હાથ જોડી બેસી રહેવુંજ. તેને પોતાના જીવન નિર્વાહ માટે અને સંસાર વ્યવહાર ચલાવવા માટે ઘણી વસ્તુઓની જરૂર છે, જેવી કે:–(૧) ક્ષેત્રો (ખેતર) (૨) ઘર, દુકાન. (૩) ધાતુ સોનુ રૂપુ વગેરે (૪) રોકડ નાણું (૫) અનેક પ્રકારના અનાજ (૬) સહાયક મનુષ્યો (૭) જાનવરો ગાય બળદ-વગેરે. (૮) ઘર વખરી. આ તમામ વસ્તુઓ રાખવી પડે, પણ જરૂરીઆત પુરતી રાખે આજે મનુષ્યો પોતાને અને પોતાના કુટુંબને જોઇએ તે કરતા ઘણુ વિશેષ મેળવવાને દોડધામ કરે છે, અને પોતાની શાંતિને ગુમાવે છે. ઉપર જણાવેલી વસ્તુઓની મર્યાદા કરી સંતોષ મેળવવા પ્રયત્ન કરવો, અને ક્રમેક્રમે, જરૂરીઆતો ઘટાડી પોતાના જીવનને પરિગ્રહ રહીત બનાવવું.

મોહ કહે છે કે મેં તમામ શકિત પરિગ્રહ પાછળ ખરચી છે. પરિગ્રહ પાળવા મારૂ તમામ સૈન્ય છે. પરિગ્રહ વધારવા માટે મારા તમામ સૈનિકો લોભીને પ્રેરણા કરે છે, ને તે ધનનો લોભી ફેર બોલના ફળ માફક ધન માટે ચારે દિશામાં ભટકતો કરે છે.

ડુંગળી અને લસણના છોડવામાં કપુર, કેસર, અને કસ્તુરીનું ખાતર નાખવામાં આવે, સોનાની ઝારીથી ક્ષીર સમુદ્રનું પાણી સિંચવામાં આવે પણ તે પોતાનો સ્વભાવ ન ત્યજે, તેમ અનીતિથી પ્રાપ્ત

થયેલ ધનનો કોઇ વિચારશીલ પણ ભાગ્યેજ સારો ઉપયોગ કરી શકે છે.

પૈસોદાર થવામાં ને શ્રીમંતના પુત્ર થવામાં હર્ષ માનો છો, પણ તે પૈસો કેટલા પાપથી એકત્ર કર્યો છે તેનો વિચાર કર્યો છે? વિશ્વના ધનના કાંકરા વીણવા જતા આત્મગુણના હીરા ગુમાવશો. મદિરા કરતાં ધનનો નશો વિશેષ ભયંકર છે, અને તે ભયંકર નશાવાળો ભાગ્યેજ ધર્મની સન્મુખ થઇ શકે છે, પરિગ્રહથી જ્ઞાનને સ્થાને અજ્ઞાન, ધર્મનો સ્થાને અધર્મ, ને મોક્ષને સ્થાને બંધનની પ્રાપ્તિ થાય છે. **સમજુ પોતાને ધનનો સ્વામિ ન માનતાં પોતાને ધનનો ટ્રસ્ટી માને છે, અને પોતાની તમામ સંપત્તિનો વિશ્વના હિત માટે સારામાં સારો ઉપયોગ કરે છે.** પૈસો માનવ માનવ વચ્ચે ભેદભાવની દિવાલ ઉભી કરે છે, વિષય વિલાસમાં વપરાતું ધન, તે જુલ્મગાર રાજાએ શિક્ષા રૂપે, કોટે બાંધેલ સોનાની શિલા સમાન છે. પૈસો માનવ પ્રેમનો તથા માનવ ધર્મનો નાશ કરાવે છે. ધનનો વિકાસના માર્ગે ઉપયોગ થવો જોઇએ, તેથી આત્મ ધર્મનો વિનાશ ન થાય તે માટે નિત્ય સાવધાની રાખો.

**વિનય:**-વિનયશીલ સદા શાંતિ ભોગવે છે. ત્યારે માનીના અંતઃકરણમાં સદા ઇર્ષા અને ક્રોધાદિ કષાય અગ્નિવત સળગ્યા કરે છે વિનયીનો સર્વ સંયોગોમાં વિજય થાય છે. વિનયી માનના સંયોગોથી ત્રાસ પામે-લઘુતામાજ પોતાના જીવનની પ્રગતિ માને

સજ્જનમાં વિનય હોય ત્યારે દુર્જનમાં માનની માત્રા હોય, સજ્જન તથા દુર્જનની પરીક્ષા નમ્રતા તથા અહંતાથી કરી શકાય છે, નમ્રતાની છાયા સદ્દનશીલના છે અહંતાની છાયા કષાય છે.

મતલબ કે, નમ્રતા સાથે સહનશીલતા હોય છે અને અભિમાન સાથે ક્રોધ, માન, માયા, લોભ જાય છે.

નમ્રતા છે ત્યાજ અહિંસા છે, ને માન છે ત્યાંજ હિંસાનો વાસ છે. નમ્રને પોતાની નમ્રતાનું ભાન ન હોય. હું કાંઇ છુ તેવું ભાન થતાની સાથે નમ્રતાનો નાશ થાય છે. નમ્રતા એટલે આત્યંતિક અહંભાવનો અભાવ, નમ્ર પોતાને રજકણથી પણ સામાન્ય માને, મારા પણાનો નાશ-તેજ નમ્રતા—**નમ્રતા સજ્જનની વિભૂતિ છે, અહંતા દુર્જનની વિભતિ છે.** સજ્જન નમ્ર વિનયી હેય, છતાં વિશ્વ તેના ચરણે પડે છે. વિનય અને નમ્રતા સદ્‌ગુણ રૂપે, ને અવિનય તથા અહંતા દોષ રૂપે સમજાય, તો પણ અનેક પાપોથી બચી શકાય. અહંપદ ત્યાં અવિનય અને ઉદ્ધતાઇ છે. વિનયરૂપ સમુદ્રને સર્વ ગુણ રૂપ નદીઓ વરે છે અને અવિનયના સમુદ્રમાં સર્વ પાપ રૂપ નદીઓ એકત્ર થાય છે. નમ્રતા લઘુતાથી આવે છે

**લઘુતા:**—બીજા જેવી પોતાની ભૂલ નપાસાય, તો સર્વ દોષોનો નાશ થવા પામે સ્વમુખે પોતાની પ્રશંસા કરવી, યા અન્ય પાસેથી પોતાની પ્રશંસા સાંભળી પ્રસન્ન થવુ તે ગુરૂતા.

પોતાની ભૂલ સ્વીકારશો, તો તમારામાથી ભૂલનો નાશ અને ગુણનો ભંડાર ભરાશે. પોતાના રાઇ જેટલા દોષને મેરૂ સમાન માનો પોતાના એક દોષને બીજાના હજાર દોષ કરતા પણ વિશેષ ભયંકર માનો. ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણી જેટલોજ હું દોષ પાત્ર છું, તેમ પોતાને માનતા થાઓ. ભૂલ કબુલ કરવી તે તો સાવરણી સમાન વૃત્તિ છે. સાવરણી તે તો કચરાને કાઢે છે, અને મકાનને સ્વચ્છ રાખે

છે, તેમ ભૂલનો સ્વીકાર કરવો તેમાં લઘુતા ન માનતા આત્માની પવિત્રતા માનવી નિરભિમાન વૃત્તિ કશા પર પોતાનુ સ્વામિત્વ રાખતી નથી. પોતાને નાનામા નાના માનતાં શરમાશો નહિ, તેજ સત્ય સન્માન છે.

પોતાની ભૂલ સ્વીકારી પોતાની લઘુતાનો સ્વીકાર તે મોટામાં મોટુ ગૌરવ છે. લઘુતા ધારણ કરવી તે કર્મથી લઘુ (હલકા) થવા સમાન છે, તે મોક્ષ માર્ગ સમાન છે, અને પોતાની ગુરૂતા (મોટાઇ) ઇચ્છવી, તે કર્મથી ગુરૂ ( ભારે ) થઇ, અનંત સંસાર વધારવા સમાન છે. સાકર અને રેતી ભેગી હોય તો પણ કીડી સ્વાદ લઇ શકે છે, પણ હાથી સ્વાદ ન લઇ શકે, તેમ લઘુતામય વૃત્તિજ સત્ય તત્વ પ્રાપ્ત કરી શકે છે, સાર ગ્રહી શકે છે. પરની લઘુતા અને સ્વની ( પોતાની ) ગુરૂતા થઇ જાય, તે કરતા તેવી ભૂલ કરે તેવી જીભ ન હોય તોજ ઉત્તમ વિશ્વના શિષ્ય થવા રૂપ દૃષ્ટિ જેણે વેદી નથી, તે ગુરૂ થવાને યોગ્ય નથી. કોઇ ‘ તારા માથે લાગું ’ તેમ કહેતા નથી, પણ ‘ તારા પગે લાગું ’ તેમ કહે છે પગમા લઘુતા છે, તે તમામ શરીરનુ કામ કરે છે, માટેજ તેને માન આપવામાં આવે છે. બીજના ચદ્રની પૂજા થાય છે નહિ કે પુનમના ચંદ્રની. રાજા ગુન્હેગારનું નાક કાપે પણ પગ ન કાપે. કારણ નાક તે ગુરૂતા મોટાઇ સૂચક છે, અને પગ તો સર્વના સેવક તરીકે રહે છે. **જ્યાં લઘુતા છે ત્યાંજ સન્માન અને ગૌરવ છે.**

માનવમા અહિસા અન સત્યથી ગુણો ખીલે છે અને સંતોપ વૃત્તિ ઉદભવે છે એટલે તેનું મન પરોપકાર તરફ સ્વાભાવિક રીતેજ જાય છે.

**પરોપકાર.**—આત્મિક ગુણો તથા દોષો ૧+૧=૧૧+૧=૧૧૧ +૧=૧૧૧૧ આ પ્રમાણે ગુણ તથા દોષોની સંખ્યા વધતી જાય છે, માટે પરમ સાવધાની રાખવાની આવશ્યક્તા છે. દાન લેનાર દેવાદાર નથી, પણ આપનાર દેવાદાર છે, કારણ તેણે આપણી દયા, ધર્મ, દાન તથા પરોપકારની પરીક્ષા પોતાના શરીર પર કરવા માટે આપણને અમુલ્ય તક આપી છે માટે આપણે તેનો પરમ ઉપકાર માનવો જોઇએ. 'આપણે તેનું હિત કર્યું' તેવો વિચાર કરવો તે મહા અપરાધ છે. લેનાર પાસેથી આભારની આશા ન રાખતા, તેનો આભાર માનવો જોઇએ હું કોઇનુ શ્રેય કરૂ છું તેવો વિચાર કરવો અભિમાન છે સામાને પુન્યાઇનો ઉદય હશે, તો તેની સેવા કરવાનુ આપણું મન થશે, જેથી આપણી સેવાની મુખ્યતા નથી: પણ તેની પુન્યાઇની મુખ્યતા છે.

પરોપકારને પરોપકાર માનવો તે અહંકૃતિ છે. પરોપકાર તો પોતાનો મોટામાં મોટો સ્વાર્થ છે. આવી માન્યતાથી સામો માણસ કૃતઘ્ન હશે, તો પણ આપણને તેના પ્રત્યે માઠું નહિં લાગે

પોતાના શરીરની સેવાને પરોપકાર માનનાર હાસ્ય પાત્ર છે તો વિશ્વની સેવાને પરોપકાર માનનાર કેટલો હાસ્ય પાત્ર ગણાવો જોઇએ? પોતાના સર્વસ્વના ભોગે કરાતી કુટુંબની સેવા પરોપકાર ન મનાય, તો પોતાની અનુકુળતાએ સામાન્ય રૂપે કરાતી વિશ્વ સેવા પરોપકાર કેમ રીતે માની શકાય?

આપણે કોઇની સેવા કરીએ છીએ, તેમાં તેની પુન્યાઇ આપણને તેના વાહન બનાવે છે, ને આપણે તેની સેવા કરીએ છીએ તેમાં પરોપકાર માનવો તે પોતાનુ ભયંકર પતન છે.

આપણે પુણ્યશાળી જીવોના મજુર છીએ, અને મજુર તરીકે આપણે આપણી પાસેના ધન વૈભવ અને સંપત્તિ ઉપાડીએ છીએ. પુન્યશાળી જીવોના આપણે શુદ્ધ મજુર છીએ, તેથી કોઇપણ પ્રકારની વિશેષતા આપણે માનવી ન જોઇએ.

(ઝાકળ) ઓસ રાત્રે મુગે મુખે વૃક્ષોની તથા ખેતરોની સેવા કરે છે, અને માનવો સવારે જાગે છે કે ઓસ અદૃશ્ય થઇ જાય છે; તેમ તમામ પરોપકારી વૃત્તિ ગુપ્ત પણે કરવી જોઇએ ઓસના બિંદુની ગુપ્ત સેવા જેવો પરોપકારનો આદર્શ હોવો જોઇએ.

દાન-(પરોપકાર) કરીને મૌન રહેનાર ઉત્તમ—દાન કરીને કહેનાર મધ્યમ-અને દાન આપવા પહેલાં દાડી પીટનાર અધમ.

પરોપકારનો ગુણ એ મહાન ગુણ છે પરોપકાર સંતોષ વૃત્તિમાંથીજ ઉદ્‌ભવે છે, અને પરોપકાર કરનાર માણસની દૃષ્ટિ નિર્મળ થઇ જાય છે, અને તે જગતના તમામ પદાર્થોમાં ગુણ જ જોઇ શકે છે, આ દૃષ્ટિને ગુણ દૃષ્ટિ કહેવામાં આવે છે

ગુણ દૃષ્ટિ :-બકરીની લીંડીમા ગુલાબના પુષ્પની સુગંધ ને પોષકતત્વો, ખાતરમા શેરડીનો રસ ને પોષકતત્વો, અને કોયલામાં સાકરના તત્વો છે, તો દોષ ક્યાથી શોધવા ? સર્વ જડ તેમજ ચૈતન્ય તત્વો ગુણના નિધાન રૂપે છે રેલ્વેમા જે કોલસો બાળવામાં આવે છે તેમાંથી વિજ્ઞાનીઓએ ૮૦૦ ગણી વિશેષ મીઠાશવાળી સાકર શોધી કાઢી છે. શિલ્પશાસ્ત્રી પત્થરના ટુકડામા દેવ, દેવી, તથા રાજા રાણીની આકૃતિ જોઇ શકે છે. વિષ્ટામાથી માખી મધના તત્વ શોધી શકે છે ગુણીને ગુણજ દેખાય છે, અને દોષીને કેવળ દોષજ દેખાય છે. ગુણ ગ્રાહકના સમુદ્ર સમાન છે. તેમા સર્વ પ્રકારની ગુણની નદી-

ઓનો સમાવેશ થાય છે ને તે પોતાની ગાંભીર્યતામા સર્વને સમાવે છે.

તમે તમને પવિત્ર મનાવવા ઇચ્છતા હો, તો અન્યને પણ પવિત્ર માનો. અન્યને અપવિત્ર માનનાર પોતેજ અપવિત્ર છે. માનવના અંતરના ઉંડાણમાંથી તેના સ્વભાવની પરીક્ષા ન કરતા. બાહ્ય દૃષ્ટિએ તેના માટે કલ્પના કરવી તે પાશવ વૃત્તિ છે. માંદાને માંદગીના અપરાધે ન મરાય, માંદગીમય દશાના તેના દોષ ન જોવાય. તેને જેમ શારીરિક માંદગીને લીધે નિર્દોષ માનવામાં આવે છે તેમ માનસિક માંદગીવાળો દોષી અપરાધી તેના દોષ માટે નિર્દોષ ગણાવો જોઇએ. શારીરિક માંદગી કરતાં માનસીક માંદગીવાળો વિશેષ દયા પાત્ર અને સેવા પાત્ર છે.

સંસાર વ્યવહાર જેવો વ્યવહાર ન રાખતાં, પોતાની ખાનદાની પ્રમાણે વ્યહાર રાખો. માનવે પોતાની પશુથી ભિન્ન ખાનદાની વિચારવી જોઇએ. ગુણીના ગુણ ગ્રહણ કરવામાંજ માનવતા છે. અવળા પ્રસંગને માનવ ધારે તો તે તેટલાજ પ્રમાણમાં સવળા બનાવી શકે છે. ગુણ દૃષ્ટિની જ્વાળામાં તમામ દોષ ભસ્મ થાય છે. બીજાને પવિત્ર રૂપે જોતા શીખવું તેનાથી વિશેષ સ્વ તથા પર માટે ઉપકાર, દયા, દાન અને અહોભાગ્ય અન્ય શું હોઇ શકે? બીજામા કયા ગુણ છુપાએલ છે તે શોધક બુદ્ધિથી શોધો. આપણે બીજાના ગુણ જોઇએ તો દુનિયા પણ આપણને ગુણી બનાવવામાં પરમ મદદગાર બની શકશે **માનવ જીવનના વિકાસની ચાવી** ગુણ દૃષ્ટિ છે. ગુણ દૃષ્ટિ તે દૈવી અને શાશ્વત નિયમનું અનુસરણ છે. અને દોષ દૃષ્ટિ તે ગર્દભી વૃત્તિનું અનુસરણ છે. ગુણ દૃષ્ટિના [illegible] માન ચાડી આદિ ગમે તે દુર્ગુણો છે, ને દુર્જનતા

અચળ નિયમ છે, અને દોષ દૃષ્ટિના અભાવે સુખ ને સંપત્તિનો વધારો કુદરતના નિયમ પ્રમાણે થયાજ કરે છે. અંતે ગુણ દૃષ્ટિ પરમાત્મ પદ-આત્મપદની સન્મુખ લઈ જાય છે

ચૈતન્યવાદ ત્યાં આસ્તિકતા અને ગુણ દૃષ્ટિ, અને જડવાદ ત્યાં નાસ્તિકતા અને દોષ દૃષ્ટિનો સમાવેશ થાય છે. ગુણ દૃષ્ટિ રાખનાર પ્રત્યે ત્રણે કાળના અનંત જીવો ગુણ દૃષ્ટિ રાખે, અને દોષ દૃષ્ટિ રાખનાર પ્રત્યે ત્રણે કાળના અનંત જીવો દોષ દૃષ્ટિ રાખે છે. દૃષ્ટિ બદલો એટલે નારકીય પ્રસંગ સ્વર્ગીય અનુભવાશે. દોષીના દોષ નહિં પણ તેમાં છુપાઈ રહેલ દિવ્યતા તપાસો. બીજાની નહિં પણ તમારી પોતાની દયા ખાતર કોઈના પણ દોષ ન જોશો. દોષીમાંથી ગુણ શોધવા યત્ન કરવો, તેજ સત્ય પુરૂષાર્થ છે. પોતાના દોષ સુધાર્યા સિવાય અન્યના દોષ જોવાનો આપણને શો અધિકાર છે? જ્યાં સુધી આપણને સર્વત્ર ગુણ ન દેખાય, ત્યાં સુધી આપણે દોષના ભંડારજ છીએ. સદ્‌ગુણના ભંડારીને તો સર્વ સ્થાને ગુણજ દેખાય તમામ પ્રત્યે પરમાત્મા જેવું સન્માન રાખવું, તેજ સત્ય શિક્ષણ છે શબ્દ રૂપ સોટા દ્વારા પ્રત્યે લક્ષ ન આપતાં વક્તાના આશયને તપાસવો જોઈએ. દોષીને ગુણ વિનાનો અનાથ સમજી પોતાના ગુણ આપી તેને સનાથ બનાવવો જોઈએ, તો આપણે અનાથના-નાથ બની શકીએ આપણે માનવો-માનવમાંથી ગુણ શોધી ન શકીએ તો અન્ય કયા જગતમાં આપણને ગુણ દેખાશે? બીજાના દોષ રૂપ કાંટા આપણામાં ભોકી આપણે નિરર્થક દુ:ખી શા માટે થવું જોઈએ? વિશ્વની પવિત્ર માનવભૂમિ કે જે મોક્ષ-ભૂમિ છે. તેમાં દોષ દૃષ્ટિનાં બીજ વાવી મોક્ષભૂમિને નિરર્થક નર્ક-

ભૂમિ આપણે શા માટે બનાવવી જોઇએ? કોઇના માટે સારો અભિપ્રાય ન બાંધવો તે પોતાના પગ પર કુહાડો મારવા સમાન છે.

ગુણ દૃષ્ટિ સમૃદ્ધ થવા સમાન છે. અને દોષ દૃષ્ટિ કંગાળ થવા સમાન છે. ગુણ દૃષ્ટિ વાળાનું જીવન સુખોની માળા સમાન છે. ગુણ દૃષ્ટિ છે ત્યા પરમાત્મ પદનુ નિવાસ સ્થાન છે. ગુણ દૃષ્ટિ વાળાની આસપાસ પ્રેમનો પ્રવાહ વહેવા માંડે અને દોષ દૃષ્ટિ વાળાની આસપાસ દ્વેષનો પ્રવાહ નિત્ય વહન કરે છે. ગુણ દૃષ્ટિ વાળો ચોર. કસાઇ અને દારૂડીઆમાં પણ પરમાત્મ પદની સત્તા અનુભવી, તેના પ્રતિ સન્માન રાખે છે સૂર્યને પોતાના ભ્રમણમા પ્રકાશ સિવાય અન્ય કંઇ પણ ન દેખાય, તેમ ગુણ દૃષ્ટિવાળાને પોતાના ભ્રમણમા, અનુભવમાં, વિચારમા. વાણીમા. વર્તનમા, પ્રેમનો પ્રકાશ જાગે ગુણ દૃષ્ટિ તે સમભાવી દૃષ્ટિ છે, અને સ્વર્ગ તથા મોક્ષના સાક્ષાત્કાર સમાન છે, અન્યથા નરક તથા પશુ યોનિમય નીચ કોટીનું જીવન છે પવિત્ર પુરુષોજ ગુણ દૃષ્ટિનું પાચન કરી શકે છે.

ગુણ દૃષ્ટિવાળો સદા પ્રસન્ન અનુભવાય છે, અને દોષ દૃષ્ટિવાળો દ્વેષાગ્નિથી દુઃખિત અનુભવાય છે ગુણ દૃષ્ટિ તેજ સાધુતા અને તેજ સત્ય ધર્મ છે ગુણ દૃષ્ટિવાળો પદે પદે આત્મ પથ પર ચાલે છે અશક્ત અને દુર્બળ બાળક પર દયા ભાવે માતાનો પ્રેમ વિશેષ હોય છે. તેમ દોષો માનવને વિશેષ દયા પાત્ર માની, તેની ગુણવાનથી વિશેષ સેવા અને મદદ કરવી જોઇએ, કારણ ગુણીને મદદ આપનાર તો ઘણા હોય છે.

સર્વ શાસ્ત્રોના સાર, ગુણ દૃષ્ટિ રાખવા, અને દોષ દાવાનળને ભસ્મ કરી નાખવા તે છે. ગુણ દૃષ્ટિ તે સુખનો સાગર છે, અને દોષ

દષ્ટિ તે દુઃખનો દરિયો છે ગુણ દષ્ટિનું ત્રાજવું નિત્ય આપણી પાસે રાખવું જોઇએ ગુણ દષ્ટિનાં બંધ દ્વાર ઉઘાડાં કરીએ, તો સમસ્ત વિશ્વનો ગુણનો વારસો આપણને મળવા પામે, અને તે ઉપરાંત દોષ દષ્ટિના વિશ્વના અનંત કરજથી પણ મુકત થઇ હલકા થઇ શકીએ અને અનંત જીવોનો વેર વિરોધ પણ ઘટવા પામે

મહાન આત્માની પવિત્રતાનું મૂલ્ય પાપાત્મા આપે છે. પાપાત્માની કસોટી દ્વારા મહાન આત્માનું મૂલ્ય અંકાય છે. જેમ ધનવાનના વિલાસના સાધનો ગરીબો પુરા પાડે છે, તેમ પવિત્રાત્માઓના પવિત્રતાનાં સાધનો પાપીઓ પુરા પાડી પરમ ઉપકાર માને છે. ચોર, હિંસક અને પાપી ન હોત, તો શાહુકાર, દયાળુ અને ધર્માત્માનો ભેદભાવ કેવી રીતે થઇ શકત ! અને તેમને માન પણ કોણ આપત ?

પોતાના સર્વસ્વના ભોગે દોષીની સેવા કરવી તે ગુણ દષ્ટિ. સહાયતા કરો પણ સંહાર ન કરો, દોષીના દોષ સુધારવા તેને મદદ કરો, પણ તેને વિશેષ બગાડવા તેનો તિરસ્કાર ન કરો. પ્રત્યેક નિરાધાર વસ્તુને પૃથ્વી આધાર આપે છે, તેમ તમામને આશ્રય આપી પૃથ્વી જેવી વિશાળ દષ્ટિ માનવ નહિ રાખે તો અન્ય કોણ રાખશે ?

ગુણ દષ્ટિ તેજ આત્માની પ્રગતિ માટે પરમ સુવર્ણ અવસર છે.

હિંદુ બાળકને લાલચ આપવા છતા, પણ કોઇ પશુ પક્ષીને નહિં મારે, ત્યારે મુસલમાનનો બાળક વિના કારણે ગમે તેવા નિર્દોષ પ્રાણીને પણ હસતા હસતા મારી નાખે છે. કારણ કે, હિંદુના બાળકમાં અહિંસાનું તત્વ રગાએલ. છે અને મુસલમાનના

લોહીમાં હિંસાનુ તત્વ રંગાએલ છે. તેમ આર્ય પોતાની ગુણ દષ્ટિ રાખે. તેના લોહીમાં તેવાજ તત્વો છે, ત્યારે અનાર્યના લોહીમાં દોષ દષ્ટિનાં તત્વો ભરાએલ છે. પોતામાં આર્યત્વનો દાવો કરનારે, તો તમામ સંયોગોમાં ગુણ દષ્ટિનુ શરણ ગ્રહણ કરવું જોઇએ.

ગુણ ગ્રાહકના સંસાર સમુદ્ર તારનાર નૌકા સમાન છે. દોષ દષ્ટિ પત્થરની નાવ સમાન છે દેવોને પણ દેવ સમાન પૂજ્ય એવો ગુણ ગ્રાહકતાનો ગુણ છે. દોષ દષ્ટિના મેલને અગ્નિમાં બાળી નાંખવાથી ગુણ દષ્ટિ તમને વરશે ગુણ દષ્ટિ તે ઉદારાત્માની લક્ષ્મી સંપત્તિ અને વૈભવ છે. ગુણ દષ્ટિ તેજ આત્મ આરાધક દષ્ટિ છે, અન્યથા વિનાશક દષ્ટિ છે. ક્રોધીને ક્ષમાનુ, માનીને વિનયનુ, કપટીને સરળતાનું, અને લોભીને સંતોષનું જ્ઞાન આપવામાંજ ગુણ દષ્ટિનો સમાવેશ થાય છે

વૃક્ષના મૂળમાં પાણીનું સિંચન થવાથી, વૃક્ષ પત્ર પુષ્પ અને ફળ આદિ તમામ તત્વોને પોષણ મળે છે, તેમ ગુણ દષ્ટિનુ સિંચન કરવાથી આત્મામાં તમામ પ્રકારના ગુણ પ્રગટ થવા પામે છે. જેવા આપણે બનવા ઇચ્છીએ તેવા બની શકીએ છીએ. બિલાડી એકજ જ્ઞાનથી પોતાના બાળકને તથા ઉંદરને પકડે છે. એકજ કૃતમાં પ્રેમ તથા દોષ છે તેમ એકજ દષ્ટિમાં ગુણ ગ્રાહકના અને દોષ નો સમાવેશ થાય છે.

સહન કરવાનો ગુણ મોટામાં મોટો છે, બીજા અક્ષરે એક છે ત્યારે શ પ. સ. ત્રણ છે અને પછી હ આવે છે એટલે શઠ, પઠ, સહ કહે છે. સોમલ, સુગીકંતા પાલક–સ્કંધક બનેવી, કમઠ, સંગમ અને ચંડ સર્પ જેવાને પણ પ્રભુએ ઉપકારક માન્યા તો દોષ

કોના જોવા ? લાખોની બક્ષીસ મળવાથી જે આનંદ થાય છે તેથી વિશેષ ગુણ દૃષ્ટિ રાખવાથી થાય છે. અને લાખોના નુકસાને જે ખેદ થાય છે તેથી વિશેષ દોષ દૃષ્ટિથી થવા પામે છે આપણા પોતાના શરીર પર ગુસ્સો કરવાથી તેનામાં સુધારો કેવી રીતે થઈ શકે ? દોષ દૃષ્ટિથી દુશ્મનાવટ ઉભી કરવા કરતા, ગુણ દૃષ્ટિથી મિત્રતા ઉત્પન્ન કરવામાં શું નુકશાન ? માનવ સ્વભાવ પોતાની ભૂલ ભાગ્યેજ કબુલ કરે છે. અન્યને શિખામણ આપવા કરતા, જેના સમાગમમાં આપણે આવીએ તેની પાસેથી શિક્ષા ગ્રહણ કરવી જોઈએ ગુણ દૃષ્ટિ તે ભવિષ્યમાં મહાન પુરૂષ થવાનું શુભ ચિન્હ છે. વિશેષ પરોપકાર ન થઇ શકે તો–વિશેષ ધર્મ આરાધના થઇ ન શકે તો–તમામના ગુણજ ગ્રહણ કરે દોષીનો દોષ નથી, દોષ તેના અજ્ઞાનનો છે ગુણ દૃષ્ટિવાળો બીજાના દોષ જોવામાં, સાભળવામાં ને બોલવામાં અંધ, બહેરો, ને મુગો હોય છે. પશુ કરતા માનવ વિશેષ દયા પાત્ર છે, કારણ તેનામાં હિતાહિતનુ ભાન હોવા છતાં, પણ તીવ્ર મોહોદયે આવા દોષ સેવે છે. દૃષ્ટિ એવી સ્વચ્છ કરો કે, જેમા પોતાનો સુક્ષ્મ દોષ પણ આખના રજ-કણવત્ જણાઇ આવે અને તેને અપ્રમત્ત બની તત્કાળ દૂર કરી શકાય. ગુણ દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે હૃદયની વિશાળતા, સહિષ્ણુતા (ક્ષમા)ની આવશ્યકતા છે.

**ક્ષમા**—ક્ષમામાંજ સત્ય વીરતાનો સમાવેશ થાય છે, તેજ સત્ય દાન છે અન્ય દાન ને પુદ્ગલ (સામાન્ય પદાર્થો)નું દાન છે. અને ક્ષમા ને સર્વોપરી આત્મ શકિતનુ દાન છે. પશુનો ધર્મ હિંસાનો, માનવનો ધર્મ અહિંસાનો, તેમ પશુનો સ્વભાવ ક્રોધ કરવાનો, ને મનુષ્યનો સ્વભાવ ક્ષમા ધર્મનો. ક્ષમા માગનાર તથા

ક્ષમા રાખનાર બંન્ને આત્મ કલ્યાણના પરમ ઇચ્છુક છે, અને તે ક્ષમા ખાતર પોતાના સર્વસ્વનુ બલિદાન આપીને પણ ક્ષમા ધર્મની રક્ષા કરે છે. સત્ય ક્ષમાવાન, પોતાના નિમિત્તે કોઇને પણ ક્રોધ થવા ન પામે, તે માટે સાવધાની રાખે છે,

ક્ષમાના કેટલા પ્રસંગ ગુમાવ્યા તે વિચારી પોતાની યોગ્યતા વિચારો ક્રોધીના ક્રોધમય ભાવો શાત ભાવે સહન કરવા તે પરમ સેવા છે ક્ષમા રાખવી તે સર્વોપરી વિજયી સાધુતાનુ લક્ષણ છે. ક્ષમા રાખવી તે શત્રુનુ વૈર લેવાનો ઉત્તમોત્તમ મહાન ઉપાય છે.

ક્ષમાવાન પરમ ભાગ્યશાળી છે. ક્ષમાના પ્રકાશથી તેનું હૃદય પ્રકાશિત થાય છે. ક્ષમા તે હાથ માંહેની તલવાર છે, અને ક્રોધ તે હાથમાથી છૂટેલ તલવાર છે. ક્ષમાના અભાવે વિવેક અને જ્ઞાનનો પણ અભાવ. પાણી પાસે અગ્નિનું જોર ન ચાલે, તેમ ક્ષમાવાન પાસે ક્રોધીનું જોર નજ ચાલી શકે તે તો તેને પોતાના જેવા બનાવવા માટે ભાગ્યેશાળી બને છે આ બધા સદ્ગુણો માનવને આત્મ સયમ તરફ લઇ જાય છે.

**આત્મસંયમ:**—આત્મજ્ઞાન, આત્મદર્શન, ને આત્મચરિત્ર દ્વારાજ આપણને સર્વોપરી સત્તા પ્રાપ્ત થાય છે. **પોતાની જાત પરનો વિજય તે મોટામાં મોટો વિજય છે.** આત્મવિજય તેજ સત્ય વિજય છે. તે વિનાનો વિજેતા ક્ષુદ્રમા ક્ષુદ્ર ગુલામ છે. પોતાના હૃદયના ખંડખોર પ્રદેશપર વિજય પ્રાપ્ત કરો. પોતાની ઇંદ્રિયો તથા વિષય વાસના પર રાજ્ય કરે તેજ મોટામાં મોટો મહારાજા છે. પોતાના મન પર સત્તા ચલાવનાર મોટો સત્તાધીશ છે પોતાના અંત: સામ્રાજ્ય પર રાજ્ય સ્થાપનારજ માનવ બની શકે છે. આત્મ

સંયમ સમસ્ત સદ્‌ગુણોનો પાયો છે. આત્મ વિજય તે માનવનો અંતિમ અને મહાન વિજય છે. શાંત થાઓ, એટલે સર્વપર તમારી સત્તા ચાલી શકશે. બીજા પર સત્તા ચલાવવા કરતાં પોતા પર સત્તા ચલાવો આત્મ સંયમના અભાવમાં સર્વ સદ્‌ગુણોનો અભાવ છે, પોતાના દોષોની નિત્ય તપાસ કરવાથી તે નાસી જાય છે.

તમે તમારા ક્રોધને કાબુમા ન રાખી શકો તો, તમારી જીભને કાબુમા રાખો ક્રોધ આત્માના સત્ય સ્વરૂપનો નાશ કરે છે, અને ક્રોધી મનુષ્યનું આયુષ્ય પણ ટુંકુ થાય છે એમ વિજ્ઞાનીઓએ શોધ કરી છે. મૌન ધારણ કરવાથી સર્વ સંતાપો શમી જાય છે. આત્મ તત્વના નાશે જ વિષય કષાયની ઉત્પત્તિ થાય છે. સંયમ વિનાનું જીવન તે રાક્ષસી જીવન છે. વિષય કષાય આત્મ ગુણને ટુંપો દઇને મારી નાંખે છે. લોકાચાર કરતાં ઉચ્ચ આચારને વિશેષ માન આપો. વિષય કષાયના સંયોગોમાં શાંત રહે તેજ સ્વતંત્ર છે. જે માનવ પોતાને સ્વાધીન નથી, તે પશુ સમાન અજ્ઞાન અને દયા પાત્ર છે, આત્મ સંયમની આરાધના માટે મૌનનુ શરણુ મહાપુરૂષોએ સ્વીકારેલ છે.

**મૌન**—મૌન ધારણ કરી પોતાના જીવનને સંકેલી લે છે, તેજ સત્ય સાધક છે અને તે વિશ્વ માટે મહા ઉપકારક છે. પોતાના જીવનને સંકેલીને મૌન ધારણ કરનાર સત્ય સંચાલક, જીવનમુક્ત, સર્વથી અહંભાવ વગરનો, પૂર્ણ શુદ્ધ, વ્યક્તિત્વશાલી, મહત્વાકાંક્ષા રહિત તે વિશ્વનું વિશેષ હિત કરી શકે છે.

આત્મિક યોજના વિના બોલ્યે માત્ર શબ્દ પ્રકાશિત થાય છે. બોલવા કરતાં મૌન વિશેષ વદી શકે છે, વચન મર્યાદિત છે, ત્યારે

મૌનની શક્તિ અમર્યાદિત છે. મૌન સ્વાધીન છે, ને વક્તા પરાધીન છે મૌનપણે કામ કરનાર મોટામાં મોટો સેવક છે. પ્રત્યેક સત્ય કાર્ય તેના મૌનથી વિશેષ બોલે છે. જે નમ્ર છે, તે પોતાના સતકાર્ય માટે મૌન છે. ( બોલતો નથી. ) માત્ર માનીજ (અભિમાનીજ) બણગાં ફુંકયા કરે છે. મૌન તે અધ્યાત્મપંથ પર લઇ જનાર ભોમિઓ છે, પાંચ ઇંદ્રિય, મન, બે હાથ તથા બે પગ તેમ દસપ્રકારે મૌન ધર્મનું પાલન કરતુ માન વ્રતને અંગિકાર કરનાર, સર્વ કલેશોથી દૂર રહી, પરમ શાંતિમય જીવન વિતાવે છે.

આ સિવાય બીજા ઘણા સદ્ગુણો છે. તે ગુણરૂપી કુટુંબ હંમેશા આત્માના હિત તથા ઉન્નતિનીજ ચિંતા કરે છે

બીજા વર્ગના કુટુંબ રૂપી દુર્ગુણોનું વર્ણન હવે આપણે વિચારીશું

બીજા કુટુંબની શરૂઆતમા ક્રોધ, માન, માયા અને લોભ દર્શાવેલા છે, તે સર્વનુ શાસ્ત્રકારોએ એક નામ "કષાય" આપેલ છે. આ ચાર માનવના દુશ્મનો છે, કારણ કે તે માનવના પરમમિત્રો ( ક્ષમા, નમ્રતા, (વિનય) સરળતા અને સંતોષ ) ને આવવા દેતા નથી, માનવ આ ચારે કષાયોનુ સ્વરૂપ જાણે છે, છતાં તેનો આશ્રય લે છે. જુદા જુદા પશુઓમા આ ચાર કષાય પૈકીની અમુકની વિશેષતા હોય છે અને જો તે ન હોયતો તેમનુ જીવન દુઃખમય થઇ પડે છે. તે સિવાય તેમને જીવવામાં પણ હરકત આવે; જ્યારે મનુષ્યને આ ચાર કષાય પૈકી એકની પણ જરૂર નથી છતાં તે તેને સેવે છે આ હકીકત નીચેના બીનાથી સમજાશે.

ક્રોધ:-પશુમા ક્રોધ વૃત્તિ સ્વભાવિક છે, અને તેને તેઓ આપેલા છે બચ્ચાને કોટા. અગ્નિમાં ઉગતા વૃક્ષોમાં કોરના. ગાય

ભેંસને શીંગડાં, પક્ષીને તિક્ષ્ણ ચાંચ, વીંછીને ડંખ, સાપમાં વિષ, સિંહ, વાઘ, વરૂ, અને રીંછને વિકરાળ નખ દાંત તથા દાઢો તથા તેમના શારીરિક આકૃતિ, સર્પમાં ક્રોધ, સિંહ વાઘ, વરૂમાં ક્રુરતા, લોકડીમાં લુચ્ચાઇ, કાબરમાં કલેશ, કુતરામાં દ્વેષ–ઇર્ષા મોરમાં માન, ગાય ભેંસમાં કપટ આદિ અનુભવાય છે. તેમનામાં તેવી વૃત્તિ હોવી આવશ્યક છે. જો કુતરામાં દ્વેષ ને ઇર્ષા ન હોય, તો તે પાસેનું કુતરૂ યા અન્ય પશુ તેને રોટલો ખાવા ન દે, ને તેને ભૂખે મરણજ પામવુ પડે ગાય ભેંસને શીંગડા ન હોય, તો તે અન્ય પશુથી પોતાની રક્ષા કેવી રીતે કરી શકે? સાપ કરડવાનો ભય ન હોય, તો તેને ગમે તે સતાવે, પશુસંસારની આકૃતિમા તથા તેના સ્વભાવમાં કષાય અનુભવાય છે, ત્યારે માનવ અનંત પુણ્યશીલ હોવાથી, જન્મતાં જ સુખના સાધનો પોતાના પુણ્યાઇ પ્રમાણે સાથે લેતો આવે છે, તથા જન્મતા જ તેના રક્ષક તરીકે મા, બાપ, હોય છે. પોતાની રક્ષા કરવા માટે, પશુ પાસે કષાય યા શીંગડા આદિ સિવાય અન્ય સાધનો નથી, ત્યારે માનવ ગમે તેવા ક્રોધીને પણ, પોતાની મધુર વાણીથી શાંત કરી શકે છે, તેને સમજાવી શકે છે. માનવની આકૃતિમા શાંતિ, ક્ષમા, ધૈર્ય, ગંભીરતા આદિ ગુણો ટપકે છે. પશુઓ જેવી ક્રુરતા ને વિકરાળતા માનવના ચહેરા ઉપર નથી, તેજ પ્રમાણે કષાય રૂપી ભાવ, ક્રુરતા ને વિકરાળતા માનવમા ન હોવી જોઇએ. માનવના શરીર પર પશુ જેવા શીંગડાં ન શોભે, તેમ પશુ જેવી કષાય વૃત્તિ પણ ન શોભે કષાય કરનાર માનવ મટીને પશુ થાય છે, તો તેણે કષાય કરવા પહેલા પશુ પાસેથી શીંગડા ગ્રહણ કરવાં જોઇએ, જેથી તે કષાય કરવાને વિશેષ યોગ્ય બની શકે.

ક્રોધ કરીને બાળકને ધમકાવવાથી બાળકનું મરણ પણ થઇ શકે છે, તેમ ડાકટરોએ તથા વિજ્ઞાનીઓએ શોધ્યું છે. ક્રોધ કરનારનું થુંક ચાટનાર પણ મરણ પામે છે તેમ અમેરિકન ડાકટરોનું માનવું છે ક્રોધ કરનારને વાઇ તથા હીસ્ટ્રીઆનો રોગ લાગુ પડે છે.

જીવનમાં એકવાર વિષ ખાનાર યા અગ્નિમાં પડનાર મરણ પામે, તો નિત્ય અનેકવાર ક્રોધ રૂપ વિષનું ભક્ષણ કરનાર તથા ક્રોધ રૂપ અગ્નિમાં પડનારની કેટલી દુર્ગતિ થઇ શકે ?

ગમે તેવા વિષમ સંયોગોમા પણ અગ્નિમાં નજ પડાય, તેમ ગમે તેવા સંયોગોમાં પણ ક્રોધ કરી ભાવ અગ્નિમાં ન પડવું જોઇએ. અગ્નિમાં પડવાથી શરીરની ઘાત થાય છે, ત્યારે ક્રોધ કરવાથી આત્માની અનંત ઘાત થાય છે. કારણ દ્રવ્ય અગ્નિથી, ક્રોધની ભાવ અગ્નિ અનંત ગણી ભયંકર છે.

ક્ષમામય મરણ ઉત્તમ, પણ ક્રોધમય આગંપમનું સ્વર્ગનું જીવન નારકીય જીવનથી પણ અધમ છે. ક્રોધીને જવાબ આપવો તે અગ્નિમાં ઘી હોમવા સમાન છે, છાશ તથા દુધનું ટીપુ નકામું ન ઢોળાય તો. મોતીથી પણ મોઘા તેવા વચન, ક્રોધ અગ્નિમાં શા માટે બાળી નાંખવા ?

ક્રોધ કરવો તે કંગાલી વૃત્તિ છે. તે પોતાના ગર્વને તૃપ્ત કરવાની ભાવના છે, ક્રોધમાં નામર્દાઇ છે. ક્ષમામાં પુરૂષાર્થ છે. ક્રોધ નબળાનુ શસ્ત્ર છે, ક્ષમા-વીરનુ શસ્ત્ર છે. ક્ષમાની પ્રેમ જ્વાલા પામે ગમે તેવી પત્થર દિલી-પણ પીગળી જાય છે. ક્રોધી સામે ક્રોધમય જવાબ આપવો તે નબળાઇ ને હિંસક વૃત્તિ છે. કોઇનામાં વિશેષ ક્રોધ જોઇને ગભરાવો નહિં. જેટલા પ્રમાણમાં તેનામાં વિશેષ ક્રોધ

છે, તેટલા પ્રમાણમાં તે તમને ક્ષમા રાખવાનો વિશેષ ઉત્તમ અવસર પ્રાપ્ત કરાવે છે

ક્રોધીનો ક્રોધ યા તેના અન્ય દુર્ગુણ તેને ક્રોધમય હિત શિક્ષા આપવાથી, દૂર થતા નથી પણ તમે ક્ષમા, વિનય ને સજ્જનતાનો વર્તાવ રાખશો તો તમે તેને તેવા બનાવી શકશો. વિશેષ ક્રોધીનો વિશેષ ઉપકાર માનો, તે તમને ક્ષમા માટે વિશેષ તક આપે છે. તે તમારો પરીક્ષક છે, તમે તેના વિદ્યાર્થી છો. પરીક્ષા સમયે કઠણ પ્રશ્નો પૂછવાથી વિદ્યાર્થી ન ગભરાય તથા ક્રોધ ન કરે, પણ પુછનારને શાંતિથી જવાબ આપે તેમ તમે ક્ષમાની પરીક્ષા સમયે શાંતિ રાખો.

ક્રોધી રોગી છે, તેની સારવાર કરવી જોઇએ તથા તેને દવા આપવી જોઇએ. શાંતિમય વર્તાવ તે સારવાર કરવા સમાન છે, તો ક્ષમા રાખવી તે તેને દવા આપવા સમાન છે.

વસ્તુનું નુકશાન થવાથી ક્રોધ કરી તમારા આત્માનું નુકશાન શા માટે કરો છો? ક્રોધ રૂપ રાક્ષસની રક્ષા કરવા ક્ષમા રૂપ દૈવી ગુણનો નાશ શા માટે કરો છો? કૃત્રિમ વસ્તુ માટે ક્રોધ કરી, પોતાના શાશ્વત આત્મ ગુણનો નાશ શા માટે કરવો જોઇએ? કેસરી સિંહના વિજય કરતાં પણ ક્રોધનો વિજય વિશેષ મૂલ્યવાન છે.

સંસારના જીવોને પોતાના મિત્ર માનનાર मित्ती मे सव्व भूएसु તે કોના પર ક્રોધ કરે? જ્યારે પોતાના દાંત તળે જીભ કચરાય ત્યારે દાંત પાડી નંખાતા નથી, યા તેવો વિચાર પણ કરવામાં આવતો નથી તેમ સમસ્ત સંસારને પોતાના દાંત (મિત્ર) માન્યા, ત્યાં કોના પર ક્રોધ કરી શકાય?

ટાઢીઓ તાવ આવે છે ત્યારે, જેમ ગોદડામાં મુખ ઘાલીને સૂઇ જાય છે તેમ, જ્યારે ક્રોધનો તાવ આવે ત્યારે પણ ગોદડામાં મોં ઘાલીને સૂઇ જવુ, કારણ એતો મહા દાનાવળ ઉત્પન્ન કરનાર ઝેરી પ્રાણઘાતક—આત્મઘાતક તાવ છે. ક્રોધના તાવથી પોતે ભસ્મ થાય છે, તથા પાસે ઉભેલા નિર્દોષ સ્નેહીને પણ પોતાના તાવનો ચેપ લગાડી તેને પણ બાળીને ભસ્મ કરે છે તાવ-ઉતરે ત્યારે પથારી છોડાય છે, તેમ ક્રોધરૂપ તાવ ઉતરે ત્યારેજ દુનિયાને મનુષ્ય તરીકે મુખ બતાવવાને માટે લાયક ગણાય, અન્યથા ગોદડામાં મોં ઘાલીને પડયો રહે, જેથી તેનો ચેપી રોગ અન્યને ન લાગે. પ્લેગના ચેપી રોગ તો સ્થુલ છે, તે કરતાં ક્રોધનો પ્લેગી ચેપ વિશેષ સૂક્ષ્મ છે તેની અસર ક્ષણ માત્રમા થાય છે માટે માનવ જાતની દયા પાળવા માટે ગોદડામાં મો ઘાલીને પડયો રહે, યા એકાંત વનમાં જઇને બેસ જેથી તારી તથા તારા સ્નેહીઓની સરળતાથી રક્ષા થઇ શકશે.

જે વાતમાં સાર ન હોય તે વાત સાંભળવા લાયક નથી, તેમ જે મુખાકૃતિમાંથી શાંતિ ને ક્ષમા ટપકતી ન હોય, તે મુખ પણ દુનિયાને બતાવવાને લાયક નથી. તમારા વચનથી સામાને આનંદ ન થાય, તો તેવા લજ્જામણા વચનો ભરેલા મુખને કાળું કેમ ન કરાય ? જેથી પાપાચારથી બચી તેમજ દુનિયા પણ તમારા જેવા ચેપી રોગોથી ચેતતી રહે અગ્નિ પોતાની વિકાળતા બતાવવામાં કપટ સેવે, તો દુનિયાનો નાશ થાય અગ્નિની સ્પષ્ટ નીતિથી વિશ્વની શાંતિ સચવાય છે, તેમ તમે વિશ્વ પર દયા કરી તમારા ક્રોધના દાવાનળથી વિશ્વની શાંતિ સાચવો. જેના જીવનમાં ક્ષમા અને શાંતિના મણકા પરોવાએલ છે, તે સ્વયં ગુણ મય માળા સ્વરૂપ આગમ્ય છે. કોઇ પોતાના શરીરની સ્વાગી બનાવી ને પર ચડાસને બેસવા દેતો નથી.

ત્યારે મહાચંડાલ ક્રોધના ગધેડા બની પોતા પર મહાચંડાલની સ્વારી કરાવાય છે ને જેમ હાથી અંબાડીથી પોતાની શોભા માને છે તેમ અજ્ઞાની મહાચંડાળ ક્રોધથી પોતાની શોભામા વધારો માને છે, ને તેની ખુશામત કરી, તેને આમંત્રણ દઇ પોતા પર સ્વારી કરાવી પોતાને કૃતાર્થ માને છે. ક્રોધ કરવો તે પોતાની નાસ્તિકતાનો પરિચય આપવા સમાન છે આસ્તિક તો પ્રાણ સાટે પણ ક્ષમા ગુણની જ રક્ષા કરે. શાતિ ને ક્ષમામય વચન ઉચ્ચારવાં તે હીરા અને મોતીની પ્રભાવના કરવા કરતાં પણ વિશેષ મુલ્યવાન છે

અગ્નિના ખોળામા તીક્ષ્ણ કાંટા પણ મશરૂ જેવી રાખ થવા પામે છે, તેવી રીતે કષાયી ક્ષમાવાન પાસે મશરૂ જેવો સુવાળો રેશમ બને છે. ક્રોધ તે રાક્ષસી પ્રકૃતિ છે. ક્ષમા તે દૈવી પ્રકૃતિ છે અગ્નિ કદાચ કોઇ વસ્તુને ન બાળે, પણ ક્રોધી સ્વ તથા પરને બાળે છે. ક્રોધને એકવાર પેધાડશો, તો તે વારવાર વિના બોલાવ્યો કુનરાવત પેધી જશે તમારા શરીરને ક્રોધના દાવાનળમાથી ઉપાડીને, ક્ષમાના શીતળ સરોવરમા મૂકો, કારણ કે ક્રોધની સાથે ઇર્ષા, દ્વેષ; અભિમાન, અનુદારતા, ઘાતકીપણુ, નિર્દયતા, કઠોરતા, હઠીલાપણુ, આદિ અનેક દુર્ગુણો હુમલો કરે છે ક્રોધની માફક માન પણ આત્માનો પરમ શત્રુ છે

**માનઃ**—માન એટલે અભિમાન. અવિવેક અને દ્વેષથી માનનો જન્મ થાય છે. માનની માતા અવિવેકતા, અને બાપ દ્વેષ ગજેન્દ્ર છે. દુષ્ટ માનની મિત્રતામા માનવ એટલો મોહ પામી જાય છે, કે તેની દુર્જનતા ભૂલાઇ, તેને પરમ સજ્જન તરીકે માને છે. માનની મિત્રતાથી અયોગ્ય પોતાને યોગ્ય, ને મૂર્ખ પોતાને વિદ્વાન માને છે, પોતાને સર્વથી મોટો ને અન્યને તિરસ્કાર યોગ્ય માને છે માન

મિત્રના યોગે માણસ પોતાની દ્રષ્ટિ ઉંચી રાખે છે માન મિત્રનો ત્યાગ કરવાની સલાહ આપનાર સજ્જનને પોતાનો પરમ વૈરી માને છે. માની માટે માનવ ભવ તે કાગડાની ડોકે ચિંતામણી રત્ન બાંધવા સમાન છે.

માન મીઠું વિષ છે, અપમાન કટુ વિષ છે કડવા વિષ કરતાં મધુર વિષ વિશેષ ભયંકર છે. રાજ્યપાટ તજનાર પણ માનના ગલગલીયામાં ફસાઇ જાય છે. માનવનુ અપમાન ત્યારેજ થાય કે, તે જ્યારે પોતાના પરમ પરમાત્મપદ સ્વરૂપને ત્યજી અપમાન પામવા માટે તે તૈયારી કરે છે તેવા સાધનો પોતાની પાસે ઉત્પન્ન કરે છે.

આદર કોઇ આપતું નથી, તે તો કમાવવો પડે છે. પોતાનામાં દાન, શીલ, તપ, ભાવ, આદિ ગુણો છે, તેવું ભાન થવુ તે પણ અહંકાર છે જેમ નિરોગીને પોતાના શરીરનો ભાર ન અનુભવાય, તેમ નમ્રને પોતાના સદ્‌ગુણોનુ ભાન રહે.

બીજાનું અપમાન કરવું તે પોતાનું અપમાન કરવા સમાન છે. સૂર્ય સામે ધુળ નાંખવા સમાન છે. માન અપમાનના માત્ર બેજ શબ્દોમાં મુઝાવું તેનાથી વિશેષ અન્ય ગુલામી કઇ હોઇ શકે ? અપમાન ધિક્કારવા યોગ્ય છે, તેથી વિશેષ અપમાન માનનાર ધિક્કારને પાત્ર છે

માનથી મોટાઇ ને ઇર્ષારૂપ પિશાચીની ઉત્પન્ન થાય છે. અગ્નિથી કાષ્ટનો નાશ થાય છે, તેમ માનથી આત્મ ગુણનો નાશ થાય છે. માની ( અભિમાની ) પોતાની એક આંખ ફોડી બીજાની બે આંખ ફોડવા જેવી પ્રવૃતિ કરતો અનુભવાય છે. અંતરાવલોકન કરવાથી, આત્મજ્ઞાન વિનાના માનવની તમામ પ્રવૃતિ, બાગ, બગીચા, હાટ, હવેલી, ગાડી, ઘોડા, મોટર, આભૂષણ, મોટાં જમણ, પ્રભાવના, દાન

આદિ તમામ શુભ તથા અશુભ પ્રવૃતિમોં માનના પરમાણું અનુભ-વાય છે. માન મેળવવાને માયાનું સેવન કરવું પડે છે.

**માયા**—માયા વિચારે છે, કે મોહરાજાની સેનામાં તમામ પુરૂષ છે અને હુજ માત્ર અબળા છુ છતાં તમામ મોહરાજાના સંતાન મારા ભાઇઓ કરતાં, હુ કન્યા રૂપે વિશેષ બળવાન છું. મારા જેવી શકિત મારા કોઇપણ ભાઇમાં નથી સમભાવ ને સરળ સ્વભાવ, તે બે મારા અનાદિના વૈરી છે તેમનો નાશ કર્યા વિના મને લેશ માત્ર ચેન પડતુ નથી માત્ર તેમના નાશ માટે તે રાત્રિ દિવસ યત્ન સેવે છે

સીધી લાકડી મંદીરના શિખરે ધ્વજા તરિકે શોભે છે, ત્યારે વાકી લાકડી બાળવાના કામમા આવે છે, તેમ પ્રકૃતિની સરળતા ઉભય લેકમા સુખ આપે છે, ત્યારે વક્રતા, માયા, કપટ વિગેરે ઉભય લોકમા દુઃખ આપે છે તથા અન્યને દુ ખ પમાડે છે.

ક્રોધી સામે ક્રોધ, માની પ્રત્યે માન, અને કપટી (માયા) પ્રત્યે કપટ કરવું તે વિશ્વમાં દુષ્ટતાનો વધારો કરવા સમાન છે, ત્યારે ક્રોધી પ્રત્યે ક્ષમા, માની પ્રત્યે વિનય, કપટી પ્રત્યે સરળતા રાખવી તે વિશ્વમાં સજ્જનતાનો વધારો કરવા સમાન છે.

કપટી માનવના વિચાર, વાણી ને તમામ પ્રવૃતિ પશુત્વની ભૂમિ-કાને શોભે તેવાં હોય છે, અને મરણ પછી તે પૂર્ણ પશુતાને પામે છે માયા લોભ વૃત્તિમાથીજ ઉદ્ભવે છે.

**લોભઃ**— ૧૧મા ગુણસ્થાન વાળાને ક્રોધ. માન અને માયા ડગાવવા સમર્થ નથી, પણ તેને રિદ્ધી સિદ્ધી ઉત્પન્ન થવાથી, મને તે ઉત્પન્ન થયેલ છે તેવા પ્રકારની લોભવૃત્તિ થવાથી તેનુ પતન

થાય છે. સાધારણ લોભ વૃત્તિ ૧૧મા ગુણસ્થાન વાળાને પાડે તો અન્યની શી દશા? લોભની વૃત્તિ ક્ષય કરી હોત, તો તે જીવને શાંતિ થાત પણ તે વૃત્તિને ઉપશાંત રાખેલી હોવાથી તેનું પતન થાય છે

લોભ અને કંજુસાઇથી શરીરની અંદરના સ્નાયુ તથા લોહી બંધાઇ જાય છે; અને તે સ્વતંત્ર રીતે વેગ પૂર્વક વહી શકતા નથી તમારા શરીરના-મનના પણ તમે સ્વામી નથી, તો અન્ય કોના સ્વામી બનવા ઇચ્છો છો? લોભ, ધન કમાવવા સિવાય અન્ય સલાહ આપતો નથી અને તે નીતિ, ન્યાય તથા સંતોષનો ત્યાગ કરવાની વારંવાર પ્રેરણા કરે છે લોભીને ધનમાંજ વિશ્વનું તત્વ ધર્મ, પરમાત્મ પદ, અને મોક્ષ અનુભવાય લોભી ધન પ્રાપ્તિમાંજ પોતાના જીવનની સફળતા માને છે શાસ્ત્રકારોએ લોભને સાગર તથા આકાશની ઉપમા આપેલ છે સંતોષ તેજ આ જન્મમા તથા પરલોકમાં પરમ સુખદાયી નિધાન છે

ઉપરની ચારે કષાયોની ચાર સર્પની સાથે સરખામણી કરવામાં આવે છે.

**ચાર કષાય રૂપ સર્પ:**—ક્રોધ રૂપ સર્પ, તેની મધ્યાન્હના સૂર્ય જેવી લાલ આંખો હોય છે, ને વીજળીના ચમકાર જેવી તેની ચંચળ જીભ હોય છે. મહા ભયંકર ઝેરથી ભરેલી તેની દાઢો છે તેનો મિજાજ (સ્વભાવ) ઉલ્કાપાતના ભયંકર અગ્નિ જેવો છે. જેને આ સર્પ ડંગે તે કાર્ય અકાર્ય તથા પોતાના હિતાહિતનો વિચાર કરી શકતો નથી.

માનનો સર્પ મેરૂના શિખર જેવો મોટો ને તેને આઠ ફેણ (આઠ મદ) છે જેને આ માનરૂપ સર્પ ડંખે છે, તે અનંત જ્ઞાનીની

પણ શરમ રાખતો નથી, ને તેમના વચનનો પણ અનાદર કરે છે,

માયા નામની નાગણ દેખાવમા પરમ સુંદર છે. તે આત્માના અતિ ઉંડાણના પ્રદેશમા પ્રવેશ કરીને પોતાનુ વિષ ફેલાવે છે. આ સાપણે મોટા સર્પો કરતા પણ પોતાનામા ઝેરનો સંગ્રહ વિશેષ કરેલ છે અને તેનુ વિષ સવિશેષ ભયંકર છે આ નાગણ ગુપ્ત રૂપે આક્રમણ કરી પોતાનુ વિષ ફેલાવે છે

લોભ નામનો સર્પ જેને કરડે છે, તેનુ પેટ વિષને લીધે ફુલાઇને તે સમુદ્ર જેવડું મોટું બનવા પામે છે તેનામા ગમે તેટલી વસ્તુઓ નાખો, પણ ભરાતુ નથી. સર્વ દુખના રાજ્ય માર્ગ પર લઇ જનાર આ સર્પ છે. તે સર્પ નિત્ય પોતાનુ શરીર વધારતો જાય છે.

ચાર કષાય રૂપ ચાર સર્પ તમામ વિશ્વને નિત્ય તપેલ–ગરમા ગરમ રાખે છે ચાર સર્પો જેને કરડે છે તેને બચાવવા માટે કોઇ પણ સમર્થ નથી શાંત ક્યાણી પુરુષો ચાર સર્પો સાથે રમત રમવાની ના પાડે છે, પણ અજ્ઞાનીને અનાદિનો શોખ હોઇ તે સર્પોને સામાન્ય ધારી તેની સાથે રમવા જાય છે, તેના પરિણામે તે સર્પો તેનું ભક્ષણ કરે છે ચાર સર્પોને પકડીને જ્ઞાનના કરંડીયામાં નાખી દેવાથી, તથા તેમાંથી તે નીકળવા ન પામે તે માટે કડક દૃષ્ટિ રાખવાથી, તેનાથી રક્ષા થઇ શકે છે. અને શાશ્વત અનંત સુખ પ્રાપ્ત થઇ શકે છે

પશુ છવા યોનિનો પૂર્વ કાળનો કષાયનો સ્વભાવ. માનવને સ્મરી આવે છે જેથી તેને પૂર્વ પ્રકૃતિવત માનવના પશુ થવાનુ મન થાય છે ને તે માટે તે માનવ પ્રકૃતિથી વિરુદ્ધ ને પશુ પ્રકૃતિને

અનુકૂલ કષાય જન્ય આવિષ્કાર (નવી શોધ) કરે છે.

ક્રોધ માટે માનવ પાસે શીંગડાં, નખ, લાત, ઝેરી દાંત, કાદ, ડંખ, તથા વિષ ન હોવાથી, તેણે વિષમય પદાર્થોની વિષમય શબ્દોની તથા તલવાર, ભાલા, બરછી, તોપ કે બંદુક અને મશીનગનની શોધ કરીને નિત્ય ક્રોધની વૃદ્ધિ માટે સાધનો વધારતો જાય છે.

માનની કષાય પોષવા માટે, આ ધનવાન, આ નિર્ધન, આ મૂર્ખ, આ ચતુર, આદિ શબ્દોની જાળ બનાવી, તથા વિવિધ પ્રકારનાં માનપોષક સાધનો ગાડી, ઘોડા, મોટર, એરોપ્લેન, બાગ-બગીચા, બંગલા ને વિવિધ પ્રકારનાં વસ્ત્ર પાત્ર ને આભૂષણની નવી શોધો કરી નિત્ય માન પોષક સાધનો વધારતા જાય છે.

માયા પોતાના અપરાધ છુપાવવા માટે વકીલ, બારીસ્ટર, જજ ને કચેરીનું શરણ લેવાય છે. ને તેવા વકીલો, બારીસ્ટરો, અસત્યને સત્ય અને સત્યને અસત્ય બનાવનારની સંખ્યામાં નિત્ય વધારો થતો જાય છે.

લોભને પોષવા માટે વિવિધ પ્રકારની અનીતિ અન્યાય ને પાપમય ધંધા, વ્યાપાર નોકરી, આડત. દલાલી, શરાફી, બેંક, વીમાકંપની આદિ સાધનો વધતાં જાય છે. ઉપરોક્ત અનેક રીતે, કષાયને પોષણ આપી માનવ જીવનમાં અર્ધ પશુ બને છે. ને મરણ થયે પૂર્ણ પશુ બનવા પામે છે.

કષાયના પાપમાંથી વીતરાગી મુનિનો વેષ ધારણ કરનાર ત્યાગી વર્ગ પણ બચવા પામ્યો નથી ત્યાગી વર્ગ પણ પોતાની કષાય વૃત્તિને પોષવા માટે, પોતાના વેષમાં શોભે તેવી વિવિધ શોધો કરી

છે કષાયના ત્યાગે પશુમાંથી માનવ અને પછી સમદૃષ્ટિ શ્રાવક કે સાધુ થવાય છે જ્યાં સુધી કષાય છે. ત્યાં સુધી માનવ સમદૃષ્ટિ શ્રાવક ને સાધુપદ મટે કલંક છે. માટેજ શાસ્ત્રકારે કષાય ન કરવા વારવાર ફરમાન કરેલ છે મોટાઇ ને ગુરૂતા મેળવવા માટે ગુરૂતાનું સ્વરૂપ આપણે હવે વિચારીશું.

**ગુરૂતા:**—વૃક્ષના મૂળીયાં ઉઘાડા રાખવામા આવે તો તેનું પતન તેમજ નાશ થાય તેમ પોતાના ગુણો–યોગ્યતા જાહેર કરવાથી માનવનુ પતન થાય છે. વૃક્ષનાં મુળીયાં પર હજારો મણ માટી નાખી તેને ઢાંકી દેવામાં આવે છે. તો તે પ્રગતિ કરી શકે છે, અન્યથા તેનું પતન થાય છે ઉંચ કોટીના ફળો બદામ, પીસ્તાં, ચારોલી, નાળીયેર, કેરી, કેળા, સક્કરજન, નારંગી, મોસંબી પોતાના બીજ સાર રસ તથા તત્વને ઢાંકીને રાખે છે. ત્યારે નીચ કોટીના ફળો (બોર, રાયણ, મહુડાં, જાંબુ, ખારેક આદિ) પોતાનો સાર તત્વ ઉપર રાખે છે

પોતાને ઉત્તમ માનનાર પોતાની ઉત્તમતાનો નાશ કરે છે, તથા કરાવે છે પોતાની પ્રશંસા કરવી તે પોતાનું ઘોર અપમાન છે. પૌષ્ટિક પદાર્થો ન પચે તો પૌષ્ટિક વિશેષણો કેવી રીતે પચે ? પૌષ્ટિક પદાર્થોનુ અજીર્ણ જીવલેણ, તો પૌષ્ટિક વિશેષણોનું અજીર્ણ કેટલું ભયંકર ? પૌષ્ટિક પદાર્થો પાચન કરવા માટે યોગ્યતા જોઇએ તેમ પૌષ્ટિક વિશેષણો પાચન કરવા માટે પણ યોગ્યતા જોઇએ. અસંખ્ય સેવકો વાળો મોટો નથી, પણ જે અસંખ્યનો સેવક છે. તેજ મોટો છે, અધિકારની આકાંક્ષા તે મોટામાં મોટો શત્રુ છે. માન પૂજાની ઇચ્છા તે બીજાના મસ્તક પર પગ મુકીને ચાલવા સમાન છે, માન. પૂજા, સત્કાર. સન્માન વગેરે મેળવવા જેવો અન્ય એ-

કે ખોટનો ધંધો નથી પર લઘુતા અને ગુરૂતા કરનારનું જીવન જીવતાં છતા મરણ સમાન તત્વ વિનાનુ છે. પોતાની ગુરૂતા ને પરની લઘુતા માટે માનવ નિંદાનું શરણુ લે છે.

**નિંદા**—નિંદા કરવી તે પીઠનું માસ ખાવા સમાન છે તેમ શાસ્ત્રકારોનું ફરમાન છે વિલાયતમા નિંદા ન કરવા માટે સભાઓ સ્થપાતી જાય છે નિંદા કરનાર જીવતા માણસના લોહી માસ પીનાર રાક્ષસ છે જેથી શાસ્ત્રકારે **पिट्ठी मंस न खाएज्जा** આ સુત્ર ફરમાવેલ છે. અંગ્રેજીમાં નિંદાને Back-Bite પીઠનુ માસ ખાવુ આ પ્રમાણે નિંદાની પ્રકૃતિ તિરસ્કારને યોગ્ય છે.

પોતે પોતાની નિંદા કરવી તે પરમ પવિત્ર કાર્ય છે તેમાં આત્મ શુદ્ધિનો સમાવેશ થાય છે, તેમ બીજા પોતાની નિંદા કરે તેમા સમભાવ રાખવો તે તેથી પણ પવિત્ર કાર્ય છે.

કોઇની સામે એવી વાત ન કરો કે જે વાત તમે રૂબરૂમાં ન કહી શકો અન્યની નિંદા કરનાર પોતાનીજ નિંદા કરે છે. નિંદા કરનારને નિંદા કરવામા એક મીનીટ પણ લાગતી નથી. પણ સાભળનારનુ વર્ષો સુધી દીલ દુભાય છે તો એથી વિશેષ ભયંકર પાપ શુ હોઇ શકે? દાની યા ક્ષમાશીલ અન્યની કંજુસાઇ યા અન્યના ક્રોધ માટે નિંદા કરે તે કંજુસાઇ અને ક્રોધના પાપથી પણ વિશેષ પાપી છે, ને વિશેષમા તેના દાન તથા ક્ષમા ધર્મનો નાશ થાય છે નિંદા કરવી તે વિશ્વની આધ્યાત્મિક તદુરસ્તી નાશ કરવા સમાન છે બીજાની નિંદા કરવી તે પોતાના મુખે પોતાની અપાત્રતા જાહેર કરવા સમાન છે મહત્વાકાક્ષીજ પરની નિંદા કરી શકે છે. નિંદા કરવી તે પોતાના હૃદય રૂપ વસ્ત્રને નિંદાની કાતરથી કાપવા સમાન છે. નિંદા કરવાથી શ્રોતા તથા વક્તા ઉભયમાં મલીનતા આવે છે

દોષીના દોષ કરતાં તેની નિંદાનો અપરાધ વિશેષ છે પોતાના દોષ છુપાવવાને બીજાના દોષ પ્રકાશવા માટે નિંદા કરવામા આવે છે. નિંદા કરવી તે ઇર્ષાગ્નિમાં બળવા સમાન છે પોતે બળે છે ને અન્યને પણ બાળે છે અન્ય કરતા નિંદાનુ પાપ પોતાની પુન્યાઇનો વિશેષ નાશ કરે છે. માનવની નિંદા ન કરવી, તેના દોષ ન જોવા તે માનવને અભયદાન આપવા સમાન છે નિંદાનો જન્મ દોષ દષ્ટિમાથીજ થાય છે.

**દોષ દૃષ્ટિ**—કોઇના સ્વભાવ વચ્ચે પડવું ન જોઇએ કારણ તે તેનો સ્વભાવ છે તેને બદલાવનાર-આપણે તે કોણ ? તેના પોતાના સિવાય તેનો સ્વભાવ બદલાવવા માટે મહાજ્ઞાની પુરૂષ પણ અસમર્થ છે માટે કોઇના દોષ જોવા તે અનધિકારી ચેષ્ટા કરવા સમાન છે. કાટાને કાટોજ કાઢે, તે ન્યાયે દોષ જોવા માટે આપણે પ્રથમ તેના જેવા દોષી બનવુ પડશે, ત્યારેજ તેનો દોષનો કાટો આપણાથી અનુભવી શકાશે. નિર્ધન તથા રોગીનો તિરસ્કાર ન કરાય, તેમ ગુણહીન કે દોષીનો પણ તિરસ્કાર નજ કરાય કોઇની ટીકા યા નિંદા કરી તેના સુધારાની આશા તે કીચડથી કીચડને ધોવા સમાન છે

કેટલાક વૃક્ષો મીઠા ફળ આપે છે ને કેટલાંક કડવા ફલ આપે છે તે માટે નિંદા યા ટીકા કરવામા આવતી નથી, કારણ તે પોતાની પ્રકૃતિને આધીન છે. તેમ માનવ પણ પોતાની પ્રકૃતિને આધીન છે તો કોના દોષ જોઇ શકાય ? સર્વે પોત પોતાના સ્વભાવાધીન છે તો તે અન્યથા કેવી રીતે થઇ શકે ? ફળ લેતા તેના છોતરા તથા ગોટલો પણ સાથે લેવો પડે છે, તેમ માનવના દોષ રૂપ છોતરા તથા ગોટલા માટે ઉપેક્ષા રાખી તેનામા છુપાઇ રહેલ ગુણ ગ્રહવા જોઇએ દોષીના દોષ તપાસવા કરતા તેનુ દોષ રૂપ ફળનું ઉત્પાદક

ઉપાદાન બી તપાસવું જોઇએ પોતાના દોષને અક્ષમ્ય, ને વિશ્વના દોષને ક્ષમ્ય માનવા જોઇએ. પરનો દોષ એકવારજ ઢાંકવાથી પુનઃ દોષ આપણી દૃષ્ટિએ પડતો નથી દોષ દૃષ્ટિ તે આપણી પોતાનીજ તુચ્છતા છે, દોષી પ્રત્યે પુત્ર માની માતૃવત્ પ્રેમ રાખવો જોઇએ દોષ દૃષ્ટિવાળો આજે પરના દોષ જુવે છે. કાલે તે ટેવ વધીને મિત્ર તથા સ્નેહીના દોષ જોવા શરૂ કરશે અને અંતે તેને તમામ વિશ્વ દોષમય અનુભવાશે. દોષના કાંટા આપણી દૃષ્ટિમાંથી દૂર કરવાથી વિશ્વ આપણને નંદનવન સમાન અનુભવાશે અન્યથા નંદનવન તે કાંટાવાળું શાલ્મલ્લી વન અનુભવાશે વિષ્ટાના ભાજનમાંથી વિષ્ટા ને અમૃતના ભાજનમાંથી અમૃત ઝરે છે, તેમ દોષીની દૃષ્ટિમાં દોષ અનુભવાય ને ગુણીની દૃષ્ટિમા ગુણજ અનુભવ ય.

એક માનવ અમુકના દોષ બીજાને કહે છે. બીજો ત્રીજાને. તે ચોથાને, તે પાંચમાને આમ પરંપરા વધવા પામે છે, અને બિંદુનું સિંધુ થવા પામે છે દોષ દૃષ્ટિવાળો પરંપરાએ બિંદુ જેટલા વિષને સિંધુ જેટલું વિષ બનાવી તમામ વિશ્વમાં તે વિષના પરમાણુ ફેલાવે છે, ત્યારે ગુણી વિશ્વમા ગુણના-અમૃતના પરમાણુ ફેલાવે છે વિશ્વમાં સુખ તથા દુઃખના ઉત્પાદક ગુણ તથા દોષ દૃષ્ટિજ છે.

દોષ દૃષ્ટિનો રોપો પોતામાથી ગુણ દૃષ્ટિનો સાર શોધી લે છે, માટે તે રોપાને ઉખેડી નાખવો જોઇએ જેથી ગુણ દૃષ્ટિનો રોપો વધવા પામશે. કજીઆવાળા પુત્રનો પક્ષ લઇને પિતા પુત્રનું અહિત કરે છે, તેમ પોતાનો દોષ ન કાઢતાં પરનો દોષ કાઢનાર પોતાનો પક્ષ લઇ પોતાનુ અહિત કરે છે. આપણામાં જ્યા સુધી સુક્ષ્મ દોષ હોય ત્યાં સુધી આપણે આપણું ઉપગણુ ન લેવું જોઇએ. દોષ દૃષ્ટિ તે ખુની હિંસક દૃષ્ટિ છે, અને ગુણ દૃષ્ટિ તે અહિંસક દૃષ્ટિ છે. દોષ દૃષ્ટિ ગયા વિના દયા તથા અહિંસાનું પાલન નજ થઇ શકે

દોષ દૃષ્ટિવાળો માનવની દયા પાળવા માટે અસમર્થ છે. તેવો અપાત્ર અન્ય સ્થાવર તથા ત્રસ જીવોની દયા કેવી રીતે પાળી શકે? આર્યની દૃષ્ટિ માંસ તથા દારૂ પર ન પડે, તો પર દોષ પ્રતિ દૃષ્ટિ કેવી રીતે પડી શકે?

દોષ દૃષ્ટિ વાળાનું જીવન વિઘ્નોની માળા સમાન છે. પ્રેમથી ગુણ દૃષ્ટિ અને દ્વેષથી દોષ દૃષ્ટિ ઉત્પન્ન થાય છે. સંકુચિતતા માંજ દ્વેષ અને દોષ દૃષ્ટિનો સમાવેશ થાય છે દોષ દૃષ્ટિમા સંકુચિતતા એટલે ભારેપણુ છે. ભારે વસ્તુનો સ્વભાવ નીચે જવાનો છે, ત્યારે ગુણ દૃષ્ટિમા ઉદારતા એટલે હલકાપણું છે. તેનો સ્વભાવ ઉચી ગતિમા જવાનો છે. દોષ દૃષ્ટિનો જન્મ કેવળ સ્વાર્થમાથીજ થાય છે દોષ દૃષ્ટિ પોતાના મહાન સ્વરૂપનું વિસ્મરણ કરાવે છે દોષ દૃષ્ટિમાં ઇર્ષા, વેર, વિરોધ, નિંદા ને અન્ય પાપમય ભાવનાઓનો જન્મ થાય છે દોષ દૃષ્ટિવાળો પરનુ દોષનું વડનું બીજ લઇ તેને પોતામાં વડવૃક્ષ બનાવવાની ક્રિયા કરે છે. કોઇનો એઠો આહાર ન ખવાય તો તેથી અનંત મલીન ભાવનાના દોષ રૂપ આહારને, પોતાના આત્મ પ્રદેશમા કેવી રીતે પાચન કરી શકાય?

આપણે પરદોષ સહિષ્ણુ નહિ બનીએ, તો કેવા બનીશું? પરદોષ જેવા સામાન્ય તત્વને સહન કરી નહિ શકીએ, તો જે સમયે શરીરમાં ભયંકર વેદના ઉત્પન્ન થશે તે સમભાવે કેવી રીતે સહન થઇ શકશે? તમામ ઉજળી બાજુ તપાસો, કાળી બાજુ તપાસવા માટે અંધકારમાં જવું પડશે. ભુંડની દૃષ્ટિ નંદનવનમાંથી પણ વિષ્ટા શોધવાની રહે છે, તેમ તે દોષીની દૃષ્ટિ પરમાત્મ સ્વરૂપ માનવ સંસારના નંદનવનમાથી, અનંત રમણીક માનવમાથી પણ કેવળ દોષ શોધવાની બુદ્ધિ રાખે છે ચોર પારકુ ધન છુપાવે છે,

ત્યારે દોષ દૃષ્ટિવાળો મહા ચોર પારકાના ગુણ રૂપ મહા ધનને છૂપાવે છે

દોષ દૃષ્ટિ એટલે સડેલ લોહી પીવા જેવા, જળોના જીવનથી પણ અનંત દુર્ગંધ ને અનંત મલીન દોષ રૂપ રસનું પાન કરવા સમાન અનંત અધમ પ્રવૃત્તિ છે કોઇના દોષ જોવા તે નીચમાં નીચ કર્તવ્ય છે બીજાના દોષ સહન ન કરવા તે મોટામાં મોટી દરિદ્રતા નિર્ધનતા અને કંગાલીઅત દશા છે; અને દોષ સહન કરવા ગુણ દૃષ્ટિ રાખવી તે મોટામાં મોટી ધનીકતા છે.

આપણા શરીરના જખમની આપણે અતિ પ્રેમથી સેવા કરીએ છીએ, તો દોષી માનવ શું તે આપણા શરીરના જખમ કરતાં પણ નીચ ને તે તેટલો દુઃખદાયક છે? તો શું દોષીની સેવા ન કરવી ને તેનો તિરસ્કાર કરવો તે યોગ્ય ગણાય? જખમને આરામ થાય ત્યા સુધી તેની પ્રેમપૂર્વક સેવા કરવામાં આવે છે, તેમ દોષી ગુણી ન બને ત્યાંસુધી તેની પ્રેમપૂર્વક સેવા કરવી જોઇએ માનવના દોષને ન તપાસો, પણ તેના અનંત શક્તિધારક ચૈતન્ય આત્માને તપાસો, પરનો રાઇ જેટલો દોષ મેરૂ સમાન, ને અને પોતાનો મેરૂ સમાન દોષ રાઇ સમાન અનુભવાય તેથી વિશેષ અપાત્રતા અને પામરતા અન્ય શી હોઇ શકે? કોઇના દોષ જોવા તે દોષોને પોતામા આમંત્રણ દેવા સમાન છે જેવા હલકા વિચાર આપણે બીજા માટે કરીએ છીએ, તેના પ્રતિકુલ સ્વરૂપે આપણે બીજાને આપણા પોતા માટે હલકા વિચાર કરવા સંદેશ મોકલી પ્રેરણા કરીએ છીએ. એવો એક પણ માણસ અનંત જ્ઞાનીની દૃષ્ટિમા નથી કે જે અનંત ગુણ શક્તિનો ધારક ન હોય? પરના દોષ જોવા માટે આપણી આંખો ચામ જેવી મોટી બને છે અને પોતાના દોષ જોવા માટે

આપણે આપણી આંખો માખીના પાંખ જેવડી નાની બનાવીએ છીએ પોતાના દોષ જોવા માટે સૂક્ષ્મ દર્શક યંત્ર રાખવું જોઇએ, અને બીજાના દોષ જોવા માટે દુરબીન પાસે રાખવું જોઇએ. પોતાના દોષો જોનારને અન્યના દોષ જોવા માટે સમય મળતો નથી નામર્દ પરના દોષ શોધે છે ત્યારે મર્દવીર મહાવીર પોતાનાજ દોષ શોધે છે શેતાન છિદ્રો શોધે છે, ત્યારે સજ્જન છિદ્રો પુરે છે દોષ દૃષ્ટિવાળો સોયનું કામ કરે છે, ને કાણું પાડે છે, ત્યારે ગુણ દૃષ્ટિ વાળો તેમાં પોતાના ગુણ રૂપ દોરાને પરોવીને ટાંકી દે છે

માનવ શરીરમાં રહેલ દોષ દૃષ્ટિની પશુતાને હાંકી કાઢો. દોષ વૃત્તિની પશુતાનો નાશ કરી ગુણ દૃષ્ટિની માણસાઇ આપણે આપણા પોતાના ભલા માટે અપનાવવી જોઇએ. ઘરમાં પશુને આવવા ન દેવાય, તો આત્મામાં દોષ દૃષ્ટિના દોષી વિકાળ દાવાનળ જેવા પશુને કેવી રીતે પ્રવેશ કરવા દેવાય છે ? દ્રવ્ય પશુનો આપણે આટલો તિરસ્કાર કરીએ છીએ, તો આપણા પોતામાં ઉત્પન્ન થતી ભાવ પશુતાનો આપણે ત્યાગ કરવો જોઇએ ?

કોઇના દોષ જોવા પહેલાં, આપણે વિચારવું જોઇએ કે અનાદિ અવસ્થામાં આપણી પણ તેવીજ સ્થિતિ હતી આપણે પોતે પણ તેનાથી વિશેષ દોષના ભાજન રૂપે હતા આપણે આપણા કાંટાથી વિશ્વને ન તોળતાં, પરમાત્મ પદના કાંટે તમામને તોળવા જોઇએ. આપણી દોષ દૃષ્ટિ જ આપણામાં તેમજ અન્યમા દોષ ઉત્પન્ન કરે છે. દોષ, નિંદા, ઇર્ષા, વૈર ને દોષ દૃષ્ટિ આપણો માનવનો જાતિ સ્વભાવ ન હોવાથી, તે શરીરમા અનેક પ્રકારનું વિષ ઉત્પન્ન કરી આપણને રોગી બનાવે છે ખોદે તેજ પડે તે ન્યાયે દોષ દૃષ્ટિવાળો પોતાનું જ પતન કરે છે દોષ દૃષ્ટિ, ગલગી વિચારો સામા

પાસે જઇ, તેની પાસેથી પણ તેવાજ રાક્ષસી પરમાણુ લાવી આપણામા પ્રવેશ કરાવે છે ગુણ દૃષ્ટિ આપણો શાંતિનો સંદેશ લઇ જઇ સામા પાસેથી તેવા શાંતિના શુભ પરમાણુ લાવી આપણામાં પ્રવેશ કરાવે છે. દોષ દૃષ્ટિવાળાને બમણુ નુકસાન સહન કરવુ પડે છે. પોતામાં ઉત્પન્ન થએલ અશુભ પરમાણુને સામા પાસેથી આવેલ અશુભ પરમાણુ, આ પ્રમાણે બમણા અશુભ પરમાણુ સામાનુ અહિત કરવા જતાં આપણુ બમણુ અહિત કરે છે. ધુળ ધોયો ધૂળમાથી પણ સોનું શોધે છે તો તેને મળે છે, તો માનવ કે જે અનંત જ્ઞાન અને ગુણની શક્તિનો ધારક છે, તેની પાસેથી જેટલા ગુણ ગ્રહણ કરવા ધારીએ તેટલા ગુણ ગ્રહણ કરી શકાય છે. પાત્ર પોતાની પાત્રતા પ્રમાણે યોગ્ય સ્થાન શોધે છે. દ્વેષી દોષ અને ગુણી ગુણ શોધે છે.

આમ બીજા કુટુંબનો વિચાર કર્યા બાદ ત્રીજા કુટુંબનો થોડા વિચાર કરીએ.

આ કુટુંબ એક બીજાના પૂર્વના સંબંધને લઇને મળે છે, અને એક બીજાના સંબંધની સ્થિતિ પુરી થતા ચાલ્યા જાય છે. જેમ એક ઝાડ પર સાંજના પંખીઓ ભેગા થાય છે, અને સવારે ઉડી જાય છે. તેમ આ જગતમા એક કુટુંબમાં જુદા જુદા જીવો આવીને ઉત્પન્ન થાય છે. અને વખત આવતાં ચાલ્યા જાય છે. આ બાબતમા અગાઉ વિવેચન થઇ ગયેલું હોવાથી વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી

ઉપરના વિવેચનમાં જીવના બે પ્રકાર પાડેલા છે. જેમાં સ્થાવર યોનિમાથી અનેક જીવ પોતાના બાંધેલા અશુભ કર્મની સ્થિતિ પૂર્ણ

કરતો આગળ વધે છે, અને ક્રમેક્રમે ત્રસ થાય છે ત્રસ જીવમાં પણ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરેંદ્રિય, વગેરે જાતિઓમાં ભ્રમણ કરતાં, જ્યારે પૂર્વના અશુભ કર્મનો ક્ષય થાય છે ત્યારે તે મનુષ્ય ભવ પામે છે

આમ માનવ ભવ મેળવવો કેટલો દુર્લભ છે તે સમજી શકાય તેમ છે વળી સર્વ જીવાયોનિ કરતા માનવમા ઉત્કૃષ્ટ શક્તિ છે તો તે ઉત્કૃષ્ટ શક્તિનો સદુપયોગ ધર્મ આરાધનામાં કરવો જોઇએ

સલાટ પત્થરને કોતરીને તેમાંથી ઇચ્છિત પ્રતિમા બનાવે છે, તેમ માનવે વિષય કષાયને અંગે પોતાની દબાઇ ગયેલી શક્તિને પ્રગટ કરવાનો આ જીવનનો આશય છે, ને તેજ આશયે આત્મા તે પરમાત્મા તુલ્ય છે તેવુ જ્ઞાનીનુ વચન છે, તો તેનો વિચાર કરી જીવ અજીવનુ સ્વરૂપ સમજીને પોતાની આત્મશક્તિઓને વિકસાવવા પ્રયત્ન કરવાની જરૂર છે. માનવ જેવો બનવા ચાહે તેવો બની શકે છે. તે સર્વ પ્રકારે શક્તિમાન છે. અનંત જ્ઞાનનો તથા બળનો તે સ્વામી છે. જીવનનો વિકાસ કેવળ માનવભવમાંજ થઇ શકે છે.

અસંખ્ય દેવોના શરીર સંપત્તિ, વૈભવ ને અસંખ્ય વર્ષના સાગરોપમના સુખમય આયુષ્ય કરતાં ધર્મઆરાધન કરનાર માત્ર એકજ માનવની મીનીટ અનંત મૂલ્યવાન છે, ને તે દેવો કરતા સર્વ રીતે સંપત્તિ, વૈભવ ને સુખમાં અનંત વિશેષ ભાગ્યશાળી છે માનવનુ ધાર્મિકતામય જીવન, તે સૂર્યના પ્રકાશ સમાન ઉજ્વલ છે, ત્યારે દેવોનું વિલાસી જીવન આગીઆના પ્રકાશ કરતા પણ અતિ તુચ્છ ને નિર્માલ્ય છે. ધાર્મિક મનુષ્ય ગગન વિહારી રાજહંસ છે, ત્યારે વિલાસી દેવ જીવનવાળાને પેટ ઘસીને ચાલતા વિષયી કીડાથી વિશેષ પુણ્યશાલી ભાગ્યે જ માની શકાય.

# પુણ્ય અને પાપ

આ બન્ને શબ્દો એટલા બધા વ્યાપક બની ગયા છે, કે, તેનો અર્થ ભાગ્યેજ કોઇ જાણતો નહિ હોય .પરંતુ તે શબ્દો એટલા બધા મહત્વના છે, કે તેના પર મનુષ્યના જીવનનો આખો આધાર રહે છે આપણે તેમાથી પ્રથમ પુણ્યનુ વિવેચન કરીએ.

**પુણ્ય:**—સામાન્યરીતે પુણ્યની વ્યાખ્યા સારાં કર્મ એમ થાય "શુભ કાર્યો વડે આત્મા જે શુભ તત્વો ભેગા કરે છે, અને જેમા અને જેનાં ફળ ભોગવતા આત્માને મીઠાં લાગે તેને પુણ્ય કહે છે." આ પુણ્ય તત્વના નવભેદો છે.

૧ અન્ન પુણ્ય—અનાજ દેવાથી પુણ્ય થાય છે.

૨ પાણ પુણ્ય—પાણી આપવાથી પુણ્ય થાય છે.

૩ લયણ પુણ્ય—જગ્યાસ્થાન, મકાન વગેરે આપવાથી પુણ્ય થાય છે

૪ શયણ પુણ્ય—શય્યા, પાટ, પાટલા વગેરે આપવાથી પુણ્ય થાય છે.

૫ વસ્ત્ર પુણ્ય—વસ્ત્ર. કપડાં વગેરે આપવાથી પુણ્ય થાય છે.

૬ મન પુણ્ય—મનના સારા વિચારો-દાન આપવાના, શીયળ પાળવાના, તપશ્ચર્યા કરવાના, જીવદયા પાળવાના વગેરે રાખવાથી પુણ્ય થાય છે

૭ વચન પુણ્ય—મુખમાથી શુભ (સારા) વચન બોલવાથી અથવા શુભ સલાહ આપવાથી પુણ્ય થાય છે.

૮ કાય પુણ્ય — શરીર દ્વારા દયા પાળતા. કોઇ ગરીબની સેવા ચાકરી કરતા, વિનય ભકિત કરતા પુણ્ય થાય છે.

૯ નમસ્કાર પુણ્ય—ઉત્તમ પુરૂષોને નમસ્કાર કરવાથી પુણ્ય થાય છે.

આ નવ પ્રકારે માનવ પુણ્ય ઉપાર્જન કરી શકે છે. આ નવ પ્રકાર ઉપર જરા વિશેષ વિચાર કરીએ તો માલમ પડશે, કે પહેલા પાચ પ્રકાર "દાન" માં સમાઇ જાય છે. બીજા ત્રણ પ્રકાર મન, વચન; અને કાયાના સારા ભાવોમા સમાઇ જાય છે અને છેલ્લો પ્રકાર ઉત્તમ પુરૂષોને નમસ્કાર કરવા વિષે છે.

શીતલ ચન્દનથી ઉત્પન્ન થયેલ અગ્નિ પણ શરીર પર નાખવામા આવે તો તે ભસ્મ કરે છે, તેમ પ્રાપ્ત થયેલ પુણ્યથી ધર્મ આરાધના કરવામાં ન આવે, તો તે ચદનથી ઉત્પન્ન થયેલા અગ્નિવત્ દુખદાયિ છે

એક ભિખારી પુણ્યોદયે ધનવાન થયો તે તો પૂર્વ કરતા પોતાનુ જીવન વિશેષ ભોગમય વીતાવશે. અને તે વિશેષ પાપકર્મ ઉપાર્જન કરી વિશેષ દુર્ગતિનો અધિકારી થશે, તેમ પૂર્વ જન્મની પુણ્યાઇને લીધે, પ્રાપ્ત થયેલ સંપત્તિનો વિશ્વના શ્રેય માટે ઉપયોગ ન કરતાં, કેવળ પોતાના એશઆરામમાં ઉપયોગ કરનાર, પાપ ઉપાર્જન કરી સદ્દગતિનો અધિકારી થઇ શકતો નથી આવા પુરૂષોનો

શાસ્ત્રકારે પાપાનુબંધી પુણ્યવાળા માન્યા છે. એટલે તેને પ્રાપ્ત થયેલ ધન, વૈભવ આદિ સુખના સાધનો પુણ્યને અંગે મળ્યા છે પણ તેનો ધર્મ કાર્યમા સારામા સારો ઉપયોગ ન કરવાથી તે સાધનો તેના પાપમા વધારો કરાવે છે. ને તે પાપને અંગે તે દુર્ગતિનો અધિકારી થવા પામે છે. ધર્મ આરાધના ન કરાવી શકે તેવી પુણ્યાઇ (શ્રીમંતાઇ) કરતા, ગરીબાઇ (નિર્ધનતાને) વિશેષ જીવન ઉપયોગી શાસ્ત્રકારે માનેલ છે. તેવા માત્ર પુણ્યાનુબંધી પાપ માનવામા આવે છે, એટલે પાપના ઉદયે તે નિર્ધન થયો પણ નિર્ધનતાને લીધે તે એશઆરામ તથા વિલાસમય જીવન વીતાવી ન શકયા, ને પોતાનુ સ્વાભાવિક સાદાઇમય જીવન વીતાવી, તે વિશેષ પાપકર્મથી બચી શકયા. આવા કારણે કેટલાક સદ્‌ગતિના અભિલાષી રાજકુમારો તથા શ્રેષ્ટ પુત્રોએ અન્ય જન્મમાં નિર્ધન થવા માટે ભાવના ભાવી હતી નિર્ધન થવાની ઇચ્છા (નિયાણુ)* ઉત્તમ ન ગણાય.

જે પુણ્યાઇ, સંપત્તિ, ધન, વૈભવ, સુખસામગ્રી ધર્મ આરાધનામા સહાયક છે, તેજ સત્ય પુણ્યાઇ છે. જે પુણ્યાઇની સામગ્રી ધર્મ આરાધનામા સહાયક ન થાય, અને કેવળ પોતાના વિષયવિલાસ અને એશ આરામ માજ વપરાય તે પુણ્યાઇ ભવિષ્ય માટે (પરલોક માટે) પરમ દુઃખદાયી છે પુણ્યાઇની સામગ્રીથી ધર્મ આરાધના કરે તેવા જીવને પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય માનવામા આવે છે જે નિર્ધન મનુષ્ય ધર્મ આરાધના કરતા, વિષય વિલાસ માટે રાત્રિ દિવસ તરફડીયા મારે છે, તેવા મનુષ્યને પાપાનુબંધી પાપનો ઉદય સમજવો

હવે પુણ્ય ઉપાર્જન કરવાના નિમિત્તોમાં "દાન" અગત્યનો ભાગ હોવાથી દાનનુ વર્ણન કરવામાં આવે છે.

---

* નિયાણાનો અર્થ "કરેલા કાર્યનું ફળ માગી લેવું તે" થાય છે

દાનનો અર્થ પરોપકાર પણ કરી શકાય છે અને પરોપકાર વિષે આગલા પ્રકરણમાં કહેવાઇ ગયેલુ હોવાથી, તે વિષય ફરીથી અહીં ચર્ચવાની જરૂર નથી. પરંતુ "દાન" વિષે કંઇક અગત્યની સુચનાઓ કરવાની જરૂર છે.

**દાન** —તિર્થંકર પ્રભુ પણ આત્મ કલ્યાણની ભાવના થતાં વિશ્વને માર્ગ દર્શન કરાવવા માટે પ્રથમ દાન આપવું શરૂ કરે છે, અને દાન ધર્મની સૌથી પ્રથમ સ્થાપના કરે છે. મોક્ષના ચાર માર્ગ છે દાન, શીલ, તપ, અને ભાવના. તેમાં દાનમાં ચારે ધર્મનો સમાવેશ થવા પામે છે.

તન-મન ને ધનનો ભોગ આપવો તે દાન

તેવી પરોપકારી વૃત્તિ, સદ્ગુણ તે શીલ (શુદ્ધ આચાર)

દાનના ગુણથી અસદ્ગુણનો નાશ તે તપ (તપશ્ચર્યા)

દાન દેવાનો પવિત્ર વિચાર તે ભાવના

આ રીતે દાનના ગુણથી ચારે મોક્ષ માર્ગના ગુણોની આરાધના થાય છે શરીરમાં ઘા પડ્યો હશે તો તે સ્વયં ભરાઇ જશે, અને દાન વિનાનુ શરીર જેમનું તેમ મૂળ સ્વરૂપે કાયમ રહેશે, તેમ આપવાથી ઘટતી રકમ પુરાઇ જાય છે. તે શાશ્વત અને સ્વાભાવિક નિયમ છે. વૃક્ષ પોતાના પાદડા ખંખેરી નાંખે છે તો કુદરત નવા આપે છે. તેમ ધનનો સદુપયોગ કરનારને ધન પુનઃ પ્રાપ્ત થાય છે. પોતાના ધનની ગંગાને નહેરોમા વહેતી મૂકો, જેથી તે ખેતીના કામમાં આવશે અને ક્રોડોની નવી આવક થશે, તેમ દાનના ક્ષેત્રમાં ધન વાપરવાથી, વાવવાથી તેનો વધારો થાય છે. દાન આપવામાં હાથ ફેલાય છે, તેમ હૃદય પણ વિકસિત થાય છે, અને દાન

ન આપવાથી હાથ સંકોચાય છે, તેમ હૃદય પણ સંકોચાય છે.

**દાન તે પરોપકાર નથી. પણ પોતાનોજ આત્મ ઉપકાર છે. શ્રીમંતોના ઉદ્ધાર માટેજ ગરીબોનો જન્મ થયો છે, તેમની મદદ વડે તમારો ઉદ્ધાર કરો. ગરીબો ન હોત-તો તમારી લક્ષ્મીનો સદુપયોગ કેવી રીતે થાત? જે લક્ષ્મી વિષય વિલાસમાં વપરાવાની હતી, અને જેથી દુર્ગતિ મળવાની હતી, તેને સ્થાને ગરીબોને મદદ કરવાથી પાપ બંધ થાય છે, અને સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે. ગરીબોની સેવા થઇ શકે તેવા ઉત્તમ કાળમાં તમે જન્મ્યા છો, માટે ગરીબોનો તથા તેવા કાળનો તમારા ઉદ્ધાર માટે ઉપકાર માનો.**

પાણી યા દુધ પીતાં બે ટીપા નીચે પડી જાય તે, વર્તમાનમાં દાન ગણાય છે કીડોની માન પૂજા લેવા માટે સો, હજાર કે લાખનું દાન દેવાય તે સમ્યક્‌દાન નજ ગણી શકાય, સર્વસ્વનુ દાન કરી મુગો રહેનારજ સત્ય દાની છે બાંધેલ તળાવ ગંધાઇ જશે ને વહેતી નદી નિર્મળ રહેશે, તેમ કંજુસનું ધન તળાવના પાણી સમાન છે, ને ઉદારનું ધન વહેતી નદીના નિર્મળ નીર સમાન છે

કોયલા પર રંગ ન ચઢે તેમ કંજુસ કોયલા સમાન છે, ને દાની શ્વેત હીરા સમાન છે તે વિવિધ પ્રકારે પોતાના જીવનને શોભાવે છે. દાન તેજ વાસ્તવિક રીતે નવી કમાણીનો સુંદર સરળ ને નિર્ભયી વ્યાપાર ઉદ્યમ છે. કામ પોતે પોતાનો બદલો આપે છે, તેમ દાન પોતે પોતાનો બદલો આપે છે. માન પૂજાની ઇચ્છાથી દાન કરવું ને ઉચ્ચ પ્રકારની નીચતા છે

પરોપકાર તે પરોપકાર નથી, પણ પોતાના આત્મવિકાસનું પગથીઉં છે. પરહિત સાધના તેજ આત્મ સાધના છે, દાન તે સ્વાભાવિક હોવું જોઇએ તેને ગુણ માનતાં લજ્જા આવવી જોઇએ. તેલ તથા બત્તીના નાશેજ પ્રકાશ થાય છે, ને અંધકારનો નાશ થાય છે, તેમ ધનના સદ્વ્યયથી-દાનથી આત્મામાં સત્ય ધર્મનો પ્રકાશ પડે છે આ યુગમાં મોટામા મોટો ધર્મ દાનનો છે. દાન એજ કલિયુગનો મહાધર્મ છે.

દાન કરવું તે પોતાપર ઉપકાર કરવા સમાન છે, ગરીબોને ગોઠણે પડીને, તમારા ઉદ્ધાર માટે દાન આપો. ખેડુત ખેતરમાં ધાન્ય વાવે, વ્યાપારી વ્યાપારમા રકમ રોકે યા બેંકમાં રકમ જમા કરાવે, તે જેમ સ્વાર્થ છે, તેમ દાન પણ પરમ સ્વાર્થ છે. દાન આપવુ તે પોતાના સદ્ગુણ ખીલવવાની કસરત છે. લાખોનુ દાન આપવું સરળ છે, પણ દાનના માનનુ દાન આપવું મુશ્કેલ છે. યોગ્ય સ્થાને દાન આપી તમારો પરભવનો બચકો તેમને ઉપાડવા આપો. તમને ત્યા સહિ સલામત રીતે મળશે.

**પાણીમાં તરફડતાને પોતાની શક્તિ છતાં ન કાઢવો, તે ઘાતકીપણું છે, તેમ છતાં સંયોગે યોગ્ય પાત્રને દાન ન આપવું તે પણ ઘાતકીપણું છે. ભોગનું પરિણામ નાશ, અને દાનનું પરિણામ અમરતા છે. પોતાની તમામ કળા અને ચાતુરી દાનમાં વાપરવી જોઇએ જમણા હાથની દાનની ખબર ડાબા હાથને પણ ન પડવી જોઇએ. દાન ધર્મ હદ વિનાનો છે. જગતમાં પ્રકાશનું શ્રેય સૂર્યને છે તેમ આત્મામાં પ્રકાશનું શ્રેય દાન ધર્મને છે.**

દાનના ઘણા પ્રકાર છે, જેવા કે કીર્તિદાન, સુપાત્રદાન, અભય-દાન, જ્ઞાનદાન વગેરે, જેમાં કીર્તિદાન સિવાય બાકીના દાનો માનવને હિતકારક છે. કીર્તિદાનથી આ લોકમાં ફક્ત નામનાજ પ્રાપ્ત થાય છે, જ્યારે બાકીના દાનથી અનંતુ પુણ્ય ઉપાર્જન થાય છે, અને છેવટે તે મોક્ષ માર્ગમાં સહાયક બને છે. હવે જ્ઞાન દાનનું સ્વરૂપ વિચારીએ

**જ્ઞાનદાન**—જેમ સૂર્યના પ્રકાશનો સમાવેશ થઇ જાય છે, તેમ વિશ્વના ક્રોડો દાનોનો સમાવેશ એક જ્ઞાન દાનમાં થઇ જાય છે. અન્ય દાનો તે દીવાના પ્રકાશ સમાન છે. અન્નદાન, વસ્ત્રદાન, પાત્ર-દાન, ઔષધદાન ને જીવિતદાન તો અમુક દિવસ, મહિના યા વર્ષો માટેની શાતિનું દાન છે ત્યારે જ્ઞાનદાન તે શાશ્વત સુખદાયી પરમો-ત્તમ દાન છે. પણ અજ્ઞાનતાને લીધે વર્તમાનમાં સૌથી શ્રેષ્ટ જ્ઞાન દાન ભૂલાઇ જવાયુ છે.

**જ્ઞાનની પરબો:**—જ્ઞાનનું દાન આપનાર અનંતકાળ માટે આશિર્વાદ પ્રાપ્ત કરે છે. જ્ઞાનદાન તે અનંતકાલ માટે શાશ્વત ચક્ષુનું દાન છે. જ્ઞાન દાન તે મોટામા મોટી સેવા અને મોટામા મોટુ સુખનુ દાન આપવા સમાન છે. જ્ઞાનની પરબો અને પ્રભાવનાઓ વિશ્વમાં સ્થાને સ્થાને કરી શાશ્વત સુખની પ્રાપ્તિ કરો અને કરાવો.

**શાસનનો સાચો ઉદ્ધારક કોણ?:**—ક્રોડો પરોપકારી સંસ્થાઓ કે જેમાં વિશ્વની તમામ સંસ્થાઓનો સમાવેશ થાય છે, તેવી સંસ્થાઓ કરતા જ્ઞાનની એક સંસ્થા વિશેષ ઉપકારક છે. ક્રોડોના દાન કરતાં જ્ઞાનની આરાધના માટે કરેલુ કોડીનું દાન પણ વિશેષ મૂલ્યવાન છે ૨૫૦૦ વર્ષ થયાં પ્રભુ મહાવીરનું શાસન ચાલે છે અને હજુ ૧૮,૫૦૦ વર્ષ સુધી પ્રભુનું શાસન ચાલશે. ને કેવળ જ્ઞાન-

દાનનો જ પ્રભાવ છે. ઋષભદેવ પ્રભુ અને મહાવીર પ્રભુ, તથા અન્ય તિર્થંકરો તથા જ્ઞાની પુરૂષોનુ મહત્વ જે આજ સુધી સચવાઇ રહ્યું છે, તે તેમના જ્ઞાન દાનનો જ પ્રભાવ છે. જ્ઞાન દાનનો પ્રવાહ અનંતકાળ માટે શાશ્વત રહે છે. ચોમાસામાં પરબો મંડાવવી, સુકાળમાં અન્નક્ષેત્રો મંડાવવાં, તે કરતાં ઉષ્ણુ ઋતુમાં પરબોની અને દુષ્કાળમાં અન્નક્ષેત્રની વિશેષ આવશ્યકતા ગણાય, તેમ વર્તમાન અજ્ઞાન અંધકારના જમાનામાં જ્ઞાનના પરબોની, સમ્યક્ જ્ઞાન (સાચું જ્ઞાન) પ્રચારક પરબો (સંસ્થાઓ)ની પરમ આવશ્યકતા છે. જ્ઞાન દાન કરનાર ત્રણ લોકની લક્ષ્મીનું દાન કરે છે. જ્ઞાન મળવાથી તે ત્રણ લોકના યાવત્ મોક્ષનાં સુખ પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાન દાન તે મોક્ષનું દાન છે. જ્ઞાન દાનમાં સર્વ દાનોનો સમાવેશ થાય છે. જ્ઞાન દાનનાં મધુરાં ફળોનું વર્ણન થઇ શકે તેમ નથી. જ્ઞાન દાન આપનાર જૈન શાસનનો ઉદ્ધારક છે. જ્ઞાન દાન સુખના પરમ નિધાન સ્વરૂપે છે. જ્ઞાન આપનાર ઉત્તમોત્તમ પદ્વિ પ્રાપ્ત કરે છે. ઉત્તમોત્તમ વિભૂતિ જ્ઞાન છે, અને તેથી (જ્ઞાનથી) વિભૂષિત વિશ્વનો પૂજનિક છે. તમામ પ્રકારના પાપીઓનો ઉદ્ધાર જ્ઞાન દાન કરે છે. સ્વપર તારક નાવ સમાન જ્ઞાન દાનજ છે.

**અન્ય દાનના પ્રકારઃ**—જ્ઞાનદાન સિવાય બીજા બે દાનોનું સ્વરૂપ વિચારવાનું રહ્યું સુપાત્ર દાનનો બરાબર વિચાર કરીએ તો તેનું મહત્વ પણ જ્ઞાનદાન જેવુંજ છે. સુપાત્ર એટલે સારૂ પાત્ર. યોગ્ય જરૂરીઆતની વસ્તુઓ આપવી તેનું નામ સુપાત્ર દાન છે. ધર્મ આરાધના કરતાં મુનિઓને, તેમના જીવન નિભાવવા માટે યોગ્ય જરૂરીઆતો પુરી પાડવી, તેને સુપાત્ર દાન ગણી શકાય. અભયદાન એ પણ શ્રેષ્ટ દાન છે. કોઇ પણ પ્રાણીને અભય કરવું તે નાની

બાબત નથી. અભયદાન દેતાં માનવ ઉચ્ચ પુણ્ય ઉપાર્જન કરે છે. શાંતિનાથ ભગવાનના જીવે પૂર્વભવમાં અભયદાન આપીનેજ તીર્થંકર પદ્દિ પ્રાપ્ત કરી હતી.

પુણ્યનો આટલો વિચાર કર્યા બાદ પાપનો વિચાર કરવાની જરૂર છે.

પાપઃ—સામાન્ય રીતે પાપનો અર્થ ખરાબ કાર્ય થાય, જેનાથી આત્મા મલીન થાય તેવો પણ અર્થ થાય છે. જૈન શાસ્ત્રમા તેનો વિસ્તારથી અર્થ નીચે પ્રમાણે છે.

"આત્માને જે મલિન કરે, જે અશુભ પ્રકૃતિ રૂપે હોય, જે ઉપાર્જન કરતાં સહેલુ હોય, પણ તેનાં ફળ ભોગવતાં કઠણ હોય, એટલે જે સુખે સુખે બંધાય અને દુઃખે દુઃખે ભોગવાય, મન, વચન અને કાયાના અશુભ ભાવ રાખવાથી બંધાય, જે ધર્મમા વિઘ્નકારક હોય, અને જેનાં ફળ ભોગવતાં કડવા હોય ને જે આત્માની અધોગતિ કરે, તેને પાપ કહે છે." આ લંબાણ વ્યાખ્યાને ટુંકમા એમ કહી શકાય કે અશુભ કાર્યો વડે આત્મા જે અશુભ પર્યાયો ભેગા કરે છે, અને જેનાં ફળ ભોગવતાં આત્માને કડવા લાગે, અને આત્માની જે અધોગતિ કરે તેને પાપ કહે છે.

આ પાપ તત્વના અઢાર ભેદો જૈન શાસ્ત્ર પાડે છે અને તેને ૧૮ પાપ સ્થાનક કહેવામા આવે છે.

(૧) પ્રાણાતિપાત......જીવોની હિંસા કરવી
(૨) મૃષાવાદ.........જુઠું બોલવું.
(૩) અદત્તાદાન.... ..ચોરી કરવી
(૪) મૈથુન......... કુશીલનું સેવન કરવું.

(૫) પરિગ્રહ............દ્રવ્ય વગેરેની મમતા રાખવી.
(૬) ક્રોધ............પોતે બળવુ, બીજાને બાળવાં, અને કોપ કરવો.
(૭) માન............અહંકાર કરવો.
(૮) માયા............કપટ (ઠગાઇ) કરવી
(૯) લોભ............તૃષ્ણા વધારવી, વસ્તુમાં મુર્છાભાવ રાખવો.
(૧૦) રાગ............સ્નેહ રાખવો, પ્રીતિ રાખવી.
(૧૧) દ્વેષ............અણગમતી વસ્તુ પર દ્વેષ કરવો.
(૧૨) કલહ............કલેશ કરવો.
(૧૩) અભ્યાખ્યાન.... ખોટાં આળ (કલંક) ચઢાવવાં.
(૧૪) પૈશુન્ય............બીજાની ચાડી ચુગલી કરવી.
(૧૫) પર-પરિવાદ.....બીજાની નિંદા કરવી. અવર્ણવાદ બોલવા.
(૧૬) રતિ-અરતિ.....મન ગમતી વસ્તુઓ પર રાજી થવુ અને અણગમતી વસ્તુઓપર નારાજ થવુ.
(૧૭) માયા મૃષાવાદ કપટ સહિત જુઠું બોલવું, કપટમાં પણ કપટ કરવું.
(૧૮) મિથ્યા દર્શન શલ્ય-કુદેવ, કુગુરૂ, અને કુધર્મ પર શ્રદ્ધા રાખવી.

આ અઢાર પ્રકારે આત્મા પાપનું ભાથું બાંધે છે.

**સજજન અને દુર્જનઃ**—સજ્જન સુપંથે દોરે ને દુર્જન કુપંથે દોરે, તેમ શુભ કર્મ સુપંથે દોરે ને અશુભ કર્મ કુપંથે દોરે પાપમય પ્રવૃત્તિ તેજ કુપંથ છે. એકજ વખત દુઃખ આપનાર ઝેરી જંતુ યા ઝેરી પદાર્થની સાવધાની રખાય છે, તો અનંત ભવોમા (જન્મોમાં) દુઃખ આપનાર પાપરૂપ ઝેરી જંતુથી કેટલી સાવધાની રાખવી જોઇએ? સમજુ, પાપને સિંહ, સર્પ ને અગ્નિવત્ ભયંકર

માની તેથી સાવધાન રહે છે, ત્યારે અજ્ઞાની તેને સહર્ષ ભેટે છે, ને પરમ પીડા ઉત્પન્ન કરે છે.

**પાપના પ્રકાર**—હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, અને ધનનો લોભ રાખીને કરાતા કુકર્મોથી માનવને આજ ભવમાં, પ્રાણાંત સુધીની શિક્ષા મળે છે, તો તેથી પણ મહાન પાપો, ક્રોધ, માન (અભિમાન) માયા અને લોભ વગેરેનાં, કેટલાં કડવા ફળ ભોગવવા પડશે તે વિચારવા યોગ્ય છે.

**૬૦૦ પ્રકારની ફાંસી:**—આ લોકમાં પાપી જીવો માટે થોડાં વર્ષો પહેલા, ૬૦૦ પ્રકારની રીબાવી રીબાવીને મારી નાખનારી ત્રાસદાયક ફાંસીઓની સજા આપવામાં આવતી હતી, તો તેથી પણ અનંત વિશેષ સજા પાપી જીવને નરકમા ભોગવવી પડે તે સ્વાભાવિક છે.

**ભાવમાં નારકીના જીવો:**—નારકીના જીવો નરકમાંથી બહાર નીકળવા માટે કોલાહલ કરે છે, ત્યારે પાપી જીવો પાપમય પ્રવૃત્તિથી નરકમાં પ્રવેશ કરવા માટે કોલાહલ કરી રહ્યા છે. (નરકના જીવોને ઘણુંજ દુઃખ પડે છે જેનો થોડોજ ભાગ આ પ્રકરણને અંતે આપવામાં આવેલો છે) નારકીના જીવો નરકની સજા ભોગવી તેમાંથી બહાર નીકળી રહ્યા છે, ત્યારે પાપી જીવો પાપમય પ્રવૃત્તિથી તેમાં પ્રવેશ કરે છે.

**પાપીને માફી ક્યાં સુધી:**—જેમ અગ્નિ રાખમાં દબાઇ ગયેલ હોય છે, તેથી તે દેખાતો નથી, પણ તે પોતાનો ભાવ ભજવે છે, તેમ પુણ્યાઇ રૂપ રાખની અંદર પાપ રૂપ અગ્નિ દબાએલો હોવાથી પાપનાં કડવાં ફળ વર્તમાનમાં જોવામાં આવતા નથી. પણ પુણ્યાઇ

પૂર્ણ થયે તે પાપ પ્રગટે છે, ને તેના ફલ સ્વરૂપે જીવને વિવિધ દુઃખ ભોગવવા પડે છે.

**પાપીને પશ્ચાતાપ:**—પાપ દેખાવમાં વડના બીજ જેવુ સામાન્ય દેખાય છે, પણ જ્યારે તે વધીને વિશાળ વડવૃક્ષ જેવું ગભીર બને છે, ત્યારે અજ્ઞાની પોતાના કરેલ પાપ માટે અનંત પશ્ચાતાપ કરે છે, રૂદન કરે છે, શોક કરે છે, પણ તેને કરેલ પાપનો બદલો તો અવશ્ય ભોગવવો પડે છે.

**કસાઇને સલાહ આપનારાઓને:**—કસાઇને પણ કુવામાં પડવા માટે સલાહ ન અપાય, તો સમજુ, પાપના અનંત ભયંકર કુવામા પોતાની સ્વેચ્છાથી કેવી રીતે ઉતરે. **પાપ પ્રવૃત્તિ ન કરવી તે પરોપકાર નથી પણ પોતાના આત્માપર પરમ ઉપકાર છે.**

**પુણ્ય, પાપનું ગણીત**—ઉપરની હકીકતથી વાચક સમજી શકશે કે મનુષ્યને પુણ્ય કરવાના સાધનો પણ છે, અને પાપ કરવાના સાધનો પણ છે. પાપ ઉપાર્જનના કારણો પુણ્યના કારણો કરતા સંખ્યામાં બેવડા છે, જેથી આ હકીકત સમજીને પાપથી દૂર રહેવા ઉદ્યમવંત થવાની જરૂર છે

**નરકનાં દુઃખોની સિદ્ધિ રૂપે શૂળી ફાંસીની સજા.**—કરેલ પાપનો બદલો ભોગવતા, કેટલાક માનવોને આપણે નજર સામે જોઇએ છે, ત્યારે આપણને તેના તરફ દયા ઉત્પન્ન થાય છે, પરંતુ સાથે સાથે તે વખતે એમ પણ વિચારવાની જરૂર છે, કે આના કરતા વિશેષ પાપ કરનારને કેવા દુઃખ ભોગવવા પડતાં હશે ?

નર્કના જીવોને દુઃખનો પાર નથી, નર્કના દ્વાર કોઇને માટે બંધ નથી ખરાબ કર્તવ્યો કરનારા તેમા જાય છે, અને ત્યા નીચે

જણાવેલા ઉપરાંત અનેક જાતિના ઘોર દુઃખો અનુભવે છે.

**નરક યાતનાનું વર્ણન.**

એ નરક કેવી છે? તેને વજ્રમય ભીંતો છે, અતિ પહોળી છે, સાંધા વિનાની છે. દ્વાર વિનાની છે. કઠોર ભૂમિના તળીયાં છે, તેનો સ્પર્શ કર્કશ છે. ઉંચી નીચી વિષમ ભૂમિ છે. એ નરક ગૃહ બંધીખાનાં જેવાં છે. તે અત્યંત ઉષ્ણ, હમેશા તપ્ત, દુર્ગંધી, સડેલા, પુદ્ગળવાળાં, ઉદ્વેગજનક અને ભયંકર દેખાવવાળાં છે. એ નરક ગૃહો શીતળતામાં હીમનાં પડળ જેવાં છે, કાન્તિએ કાળા છે, ભયંકર છે, ઉંડા ગહન છે, રોમાંચકારક છે. અરમણીય છે. અનિવાર્ય રોગ અને જરાથી પીડાએલા નારકી જીવોનું એ નિવાસ સ્થાન છે. ત્યાં હમેશ તીમીર ગુફા જેવો અંધકાર વ્યાપેલો છે. ત્યાં પરસ્પર ભય રહેલો છે. ત્યાં ગ્રહ, ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, તારા વગેરે નથી આ નરક ગૃહો મેદ, ચરબી, માસ, પરૂ, લોહીથી મિશ્રિત અને દુર્ગંધમય, ચીકણા તથા સડી ગયેલા કાદવથી વ્યાપ્ત છે. ત્યા ખેરનાં લાકડાનો જેવો જાજ્વલ્યમાન અને રાખથી ઢંકાએલા જેવા અગ્નિ છે એ નરક ગૃહોનો સ્પર્શ તલવાર, છરા ને કરવતની ધાર જેવો તીક્ષ્ણ, વીછીના આકડાના ડંખ જેવો અતિ દુઃખકર છે એવા નરકમાં જીવ રક્ષણ વિનાનો, શરણ વિનાનો. કડવા દુખે કરી પીડા પામતો, પૂર્વે બાંધેલાં કર્મોવાળો હોઇ વેદના ભોગવ્યા કરે છે. નરકમા પરમાધામી દેવો વ્યાપી રહેલા છે નારકીના જીવોને અંત મુહુર્તમાં વૈક્રિય લબ્ધિ વડે બેડોળ, બીહામણુ, અને હાડકાં, નસો, નખ રોમ સહિત શરીર પ્રાપ્ત થાય છે. એ વડે અશુભ વેદનાઓ ભોગવે છે. તે વેદના અત્યંત આકરી, પ્રબળ, સર્વ શરીર વ્યાપી, ત્રણે યોગમા વ્યાપેલી, છેવટ સુધી રહેનારી હોય છે વળી તે વેદના તીવ્ર, કર્કશ,

પ્રચંડ, બીહામણી અને દારૂણ કેવી હોય છે તે હવે કહે છે. લોહીની મોટી હાંડલીમાં રાંધવુ, સેકવું, તાવડીમા તળવું, ભઠ્ઠીમા ભુંજવું, લોઢાની કઢાઇમા ઉકાળવુ, બલિદાન દેવું (દેવી આગળ બકરી વત્), ખાંડવું, શાલ્મલી વૃક્ષના તીણા લોહ કંટક જેવા કાંટા ઉપર રગદોળવું, ફાડવું, વિદારવું, માથાને પાછળ નીચું નમાવી બાંધવું, લાકડીથી કટકા મારવા, ગળામાં બળાત્કારે ફાંસી-નાખીને હીંચોળવુ, શળની અણી ઘોચવી, આજ્ઞા કરીને ઠગવું, ભોઠા પાડવું, અપમાન કરવુ, ગુનો બતાવીને વધભૂમિમાં લઇ જઇ, વધ્ય જીવને માટીમાં દાટવા, એ પ્રમાણે કષ્ટોથી પૂર્વે કરેલા કર્મોના સંચયથી નારકીના જીવો પીડાય છે નરક ક્ષેત્રનો અગ્નિ મહાઅગ્નિ (દાનાવળ સરખો) એની અનિ દુખકારી, ભયકારી, અશાતાકારી, શારીરિક અને માનસિક એવી બે પ્રકારની વેદના એ જીવો ભોગવે છે, અને એ વેદનાને એ પાપીઓ ઘણા પલ્યોપમ અને સાગરોપમના આયુષ્ય સુધી દયાજનક રીતે સહન કરે છે પરમાધામી જ્યારે નારકીને ત્રાસ ઉપજાવે છે ત્યારે નારકીઓ ભયભીત સ્વરે આક્રંદ કરતા કહે છે, હે અત્યંત શક્તિમાન, હે સ્વામી, હે ભાઇ, હ બાપા, હે તાતા હે શત્રુજીત, મને છોડો હુ મરૂ છુ, હુ દુર્બળ છું, વ્યાધિ પિડીત છું, એમ બોલતો તે જીવદયા રહિત પરમાધામી તરફ દૃષ્ટિ કરે છે કે રખે મને મારશે! તે કહે છે, "મને કૃપા કરી મુહુર્ત માત્ર શ્વાસો શ્વાસ લેવા દો અને મારા ઉપર કોપ ન કરો હુ ક્ષણ માત્ર વિસામો લઇ શકું તે માટે મારા ગળાનુ બંધન છોડો, નહિતર હું મરી જઇશ મને બહુ તરસ લાગી છે માટે મને પીવા પાણી આપો" તે વખતે પરમાધામી તે નારકીને કોમળ આમંત્રણ વડે "શીતળ અને નિર્મળ પાણી તું પી" એમ કહે છે અને તેને પકડીને પરમાધામી કથીરનો રસ કળસમાંથી તેના કરસંપુટમાં રેડે છે તે પાણી

દેખીને નારકી ધ્રુજી ઉઠે છે. અને આંસુ સારતા કરૂણાજનક સ્વરે કહે છે કે. "મારી તરસ હવે છીપાઇ ગઇ છે, મારે હવે પાણી પીવું નથી" એમ બોલતા નારકીઓ દશે દિશાઓમા દૃષ્ટિ કરતા, રક્ષણ રહિત, શરણ રહિત, અનાથ, અબાંધવ સ્વજનાદિથી રહિતપણે ભય પામેલા મૃગોની પેઠે ઉતાવળા અને ભયથી ઉદ્વિગ્ન થઇ નાસે છે તે નાસી જતા નારકીને નિર્દય પરમાધામીઓ બળાત્કારે પકડીને તેમનું મ્હોં પકડીને, લોહ દંડ વડે ખુલ્લુ કરીને, કડકડતા કથીરના રસને તેમાં રેડે છે કોઇ પરમાધામીઓ તેમને હાલતા જોઇને હસે છે તે વખતે નારકીઓ પ્રલાપ કરે છે ભયકારી અશુભ શબ્દો ઉચ્ચારે છે રૌદ્ર શબ્દ કરે છે, કરૂણ વચનો બોલે છે, પારેવાની પેઠે ગદ્ગદ સ્વર કરે છે, એ રીતે પ્રલાપ કરતા વિલાપ કરતા; દયામણા શબ્દે આક્રંદ કરતા, નારકીઓ રડે છે, અને ("હે દેવ, હે તાત" એવા શબ્દો) ઉચ્ચ સ્વરે ઉચ્ચારે છે. બાંધ્યા, રૂંધ્યા નારકીઓના આવા પ્રગટ આર્તસ્વર સાભળીને ગર્જના કરતા ("ફટ" શબ્દોચ્ચાર કરી) કોપતા પરમાધામીઓ અવ્યક્ત ગર્જના કરી તેને પકડે છે. બાણ વાગે છે, પ્રહાર કરે છે, છેદે છે, ભેદે છે, ભોંય પછાડે છે, આંખના ડોળા કાઢે છે, હાથ આદિ અંગ કાપે છે, છેદે છે, મારે છે, ગળુ પકડી બહાર કાઢે છે, અને પાછા ધકેલે છે અને કહે છે, "પાપી, તારા પૂર્વના પાપકર્મને અને દુષ્કૃત્યોને સંભાળ" એવા શબ્દોથી જેવી રીતે નગરમાં આગ લાગવાથી કોલાહલ થાય અને લોકોને ત્રાસ ઉપજે, તેમ નરકમાં પડઘા પડે છે, અને કોલાહલ થાય છે નરકમા પરમાધામીથી પીડા પામી રહેલા નારકીઓ અનિષ્ટ શબ્દોનું ઉચ્ચારણ કરે છે, એટલે પરમાધામીઓ તેમને તલવારની ધાર સરખા પાંદડાનાં વનમાં. દર્ભના વનમા, અણુધડ, અણીદાર પત્થરની ભૂમિમાં, અણીદાર કાંટાના જંગલમા, આગની ભરેલ વાવમા. ઉકળેલા કથીર રસની

વૈતરણી નદીમાં, કદંબ પુષ્પ સરખી ચળકતી રેતીમાં, પ્રજ્વલિત શુકો કંદરામાં ફેંકે છે. તેથી તેઓ મહા પીડા પામે છે, અતિ તપ્ત કાટાવાળા, ધુંસરા સહિત રથે નારકીઓને જોડીને, તપાવેલા લોહ માર્ગ પર પરાણે પરમાધામીઓ ચલાવે છે, અને ઉપરથી નાના પ્રકારના શસ્ત્રે કરીને તેમને માર મારે છે તે શસ્ત્રો કેવા છે? મુદ્‌ગર, મુસુંડી (એક જાતનુ લોઢાનુ હથિયાર) કરવત, ત્રિશુળ, હળ, ગદા, મુશળ, ચક્ર, ભાલો, બાણ, શુળી, લાકડી, છરો, લાખો ભાલો, નાગ, ચામડામા મઢેલો પત્થર, મુદ્‌ગળાકાર હથીયાર, તલવાર, તીર, લોહનુ બાણ, કાતરણી, ખોસેલા, પરશુ આદિ અતિ તીક્ષ્ણ નિર્મળ, ચકચકાટ કરતા અનેક પ્રકારના ભયકર શસ્ત્રો વૈક્રેય બનાવીને, અને સજ્જ કરીને પુર્વ ભવના વૈર ભાવથી નારકીઓને મહાન વેદના ઉપજાવે છે મુદ્‌ગળના પ્રહારે ચૂર્ણ કરે છે. મુસુંઢિએ કરીને ભાગે છે, દેહને કચડી નાખે છે, યંત્રે કરીને પીસે છે, તરફડતા દેહને હથીયારે કરીને કાપે છે, નારકીની ચામડી ઉતારી નાખે છે. કાન, હોઠ, નાકને મૂળમાંથી કાપી નાખે છે, હાથ પગ છેદી નાખે છે, તલવાર, કરવત, અણીદાર ભાલા, પરશુનો પ્રહાર કરીને નારકીના દેહને કાપે છે, વાસલેથી અંગ ઉપાગને છેદે છે કડકડતા ઉના ક્ષાર શીચીને ગાત્રને બાળે છે, ભાલાની અણીઓ ભોકીને શરીરને જર્જરિત કરે છે ભોય ઉપર પાડી રગદોળે છે, અને તેમના અગોપાગ મુઝી જાય છે વળી નરકમાં નહાર, કુતરાં, શિયાળ, કાગડા, અષ્ટાપદ, ચિત્રા, વાઘ, સિંહ આદિના પરમાધામી રૂપ બનાવી નારકીને પગ વચ્ચે ઘાલીને, પોતાના આકરી દાઢથી તીવ્ર રીતે ડખે છે, ખેચે છે, તીક્ષ્ણ નખે કરીને તેમને ફાડે છે, અને તેમના દેહને વિદારીને દશે દિશામા ફેકી દે છે પક્ષીના રૂપ બનાવીને પરમાધામી દેવ કાગડા

ગીધને કંક પક્ષીના રૂપ બનાવી નારકીને પોતાની વજ્રમયી તીક્ષ્ણ ચાંચ વડે પીડા ઉપજાવે છે, તેની આંખો ફોલી ખાય છે ચામડી ઉતરડી નાખે છે, આદિ અનેક પ્રકારની પીડા નારકીના જીવો ભોગવે છે ને પોતાના પૂર્વ જન્મના પાપ માટે પરમ પ્રશ્ચાતાપ કરે છે, ને પોતે પોતાની નિંદા કરે છે, પણ પાપના ફળ ભોગવ્યા સિવાય તેમનો છુટકારો થતો નથી

આમ પુણ્ય તત્વ અને પાપતત્વનો વિચાર કર્યો. હવે આ પુણ્ય અને પાપ બાંધનાર તત્વોનો વિચાર કરવાની જરૂર છે જેમ વિચાર, વાણી અને વર્તન એક બીજાની પાછળ ચાલ્યા આવે છે, તેમ પાપ અથવા પુણ્ય કરનાર, મન, વચન, અને કાયા એ ત્રણ તત્વો છે. સૌથી પ્રથમ, મન વિચાર કરે છે, વચન તેનો પ્રકાશ કરે છે. અને શરીર અમલમાં મૂકે છે. આ ત્રણેની સારી પ્રવૃત્તિઓમાં રોકવામાં આવે તો પુણ્ય ઉપાર્જન થાય છે અને અશુભ પ્રવૃત્તિઓમા રોકવામા આવે તો પાપ ઉપાર્જન થાય છે. હવે આપણે પાપ ઉત્પન્ન કરનાર સાધનોનું સ્વરૂપ વિચારીશું.

**મન**

જેમ ચંદ્ર સૂર્યમાંથી પ્રકાશ, પુષ્પમાંથી સુગંધ અને અગ્નિમાંથી ઉષ્ણતા ઝરે છે, તેમ મનો દ્રવ્યમાંથી નિત્ય પ્રભા ઝર્યા કરે છે. તેને આપણે શાસ્ત્રીય ભાષામાં લેશ્યા (વિચાર) કહીયે છે મનના પરમાણુની અસર હજારો વરસ સુધી કાયમ રહી શકે છે. પવિત્ર પુરૂષોના ધર્મમય મનના પરમાણુને લીધે ધર્મસ્થાન પવિત્ર માનવામા આવે છે, અને લડાઇના મેદાનોમા પગ મૂકતા ઝનૂન ઉત્પન્ન થવા પામે છે કારણ ત્યાં તેવા પરમાણુ છે. માટે મનના વિચારોને સદા પવિત્ર રાખો વાયરલેસ દ્વારા વચનના પરમાણુ હજારો ગાઉ સુધી

પરમાણુ એનાથી વિશેષ સૂક્ષ્મ ને શીઘ્રવેગી વિચાર કરવામા આવે તો તેને સારી. અને ; આવે તો તેને ખરાબ, ગમે તેટલે દૂર હોય મે છે.

.ાન છે. તેમા વિવિધ ખાનાઓ છે તેમા વિવિધ ભરેલ છે જેવા વિષયો ભરશો તેવા નીકળશે. ન કરાય તો મેલા વિચારો મનમા કેવી રીતે ી શકાય ?

ગા માનવો, હાલતા ચાલતા તીર્થ–ધર્મ સ્થાન ક છે ત્યા શાંતિ, પ્રેમ, ત્યાગ, ક્ષમા તથા દયાનુ , અને અપવિત્ર વિચારવાળાના પગલે પગલે

(સત્ય વ્રત), બીજી સમિતિ (ભાષા સમિતિ) અને બીજી ગુપ્તિ (વચન ગુપ્તિ) તેમ ત્રણ પ્રકારે ભાષા પર સંયમ રાખવા માટે પ્રભુનુ ફરમાન છે. લખવામા, કાના, માત્રા, મિંડી, પદ, વધાની રાખવામાં આવે છે, તેમ વચન બોલવામા પણ શબ્દ યા કાના માત્રનો ઉચ્ચાર થવા ન ધ્યાન રાખવુ આવશ્યક છે. કાયિક પગલાં ત્યારે વચનના શબ્દ રૂપ પગલાં, ચિંતામણીથી વાન છે. ધનની કોથળી વેરવા કરતા, વચનની કોથળી નુકશાન છે હૃદયને માપવા માટે વચન તે પારાશીશી વિચાર કર્યા વગર બોલવામાં અતિ જોખમ છે

અલ્પ ભાષીને અલ્પ પશ્ચાતાપ કરવો પડે છે પ્રભુ મહાવીરે પણ ૧૨ાા વર્ષ સુધી મૌન રાખ્યું હતુ.

ખાલી બંદુકનો ભડાકો નિશાન ન તોડે. તેમ વર્તન વિનાના વચન તથા ઉપદેશની અસર થવા ન પામે, માટે એવુ વચન બોલો, લખો, વિચારો, કે ચિંતવો કે દુષ્મન પણ સાંભળીને પોતાનું વેર બાળી નાખે. વધારે બોલવાથી શરીરમા અનેક પ્રકારના રોગો પણ ઉત્પન્ન થાય છે માટે બની શકે તેટલો વચનનો સયમ રાખવો આવશ્યક છે.

**કાયા**

ધર્મ આરાધના સિવાય શરીર તે ગંદા હાડ માસ લોહી ને ચામના લોચા સમાન છે શરીરમાંથી નીકળતા શ્વાસો શ્વાસ ઝેરી છે, ત્યારે વનસ્પતિના શ્વાસો શ્વાસ માનવ માટે અમૃત સમાન છે. શરીરમા એવા પદાર્થો ભરેલા છે કે જેને બહાર કાઢવામાં આવે તો જોતાની સાથે સુગ ચડે, ઉલ્ટી આવે અને તે રસ્તે થઈને ચાલવાનુ મન પણ ન થાય, અને તેજ અવયવો પાછા શરીરમા ગોઠવવાથી અજ્ઞાની તેમાં મોહ પામે છે શરીર માટે થોડી સાવધાની રાખવામાં ન આવે તો કીડાં કલબલવા માડે ધર્મ આરાધના સિવાય શરીર માટીના ઠીકરા કરતાં પણ નકામું છે

હાડ, માસ, લોહી, વાત, પીત્ત, કફ, મલમત્ર કૃમિ અને નસા જાળનો ઢગલો તે પરથી ચામડીનું ઢાંકણ દૂર કરવામાં આવે તો કાગડા, કૂતરા, માખી અને મચ્છર ખાઇ જાય કાયા તે મળમત્ર, લોહી, પીત્ત પરની વહેતી ગટર છે. અશુચિમય પદાર્થો વહેતા રહે ત્યાંસુધી શરીરની કિંમત છે ગટરના પદાર્થો વહેતા બંધ થાય કે

કાયા મડદુ ગણાઇ ને સ્મશાનને યોગ્ય ગણાશે.

શરીર રૂપ ખેતરમાં મેવા મીઠાઇ વવાય છે ને તેના ફળ રૂપે મળમૂત્ર થાય છે, અને ઉકરડો તો સુંદર ફળપુષ્પાદિ ઉત્પન્ન કરે છે. જે મકાનમાં સિંહ, સર્પ, વાઘ ને વરૂ વસતા હોય, તે મકાનમાં કોણ મોહ રાખે? તેમ શરીર રૂપ ઘરમાં સિંહ, સર્પ, વાઘ ને વરૂથી પણ ભયંકર સાડા પાંચ કરોડ રોગ વસે છે તેવા શરીર પર મોહ નજ રખાય.

આવી રીતે, આપણે પુણ્યતત્વ અને પાપતત્વનું સ્વરૂપ અને તેને મેળવનાર મન, વચન અને કાયાના સ્વરૂપનો પણ વિચાર કર્યો. સર્વ જીવોમાં, મનુષ્યને વિચાર કરવાની તથા શારીરિક શક્તિ પણ વિશેષ છે, તેથી તેણે, પોતાને પ્રાપ્ત થયેલ મન, વચન અને શરીરનો ઉપયોગ પુણ્ય ઉપાર્જન કરવામાં કરવો જોઇએ, અને પાપ પ્રવૃત્તિથી દૂર ખસતા જવું જોઇએ. આ મનુષ્ય દેહ અનંત પુણ્યોદયે મળેલ છે, તો તે પ્રાપ્ત થયા બાદ તેનો દુરૂપયોગ કરવો (પાપ ઉપાર્જન કરવામાં) તેના જેવી અજ્ઞાન ને પામરતા અન્ય શી હોઇ શકે? સમજુ મનુષ્ય પુણ્ય ઉપાર્જન કરવામા અને અજ્ઞાની મનુષ્ય પાપ ઉપાર્જન કરવામાં, મળેલ માનવ-દેહનો ઉપયોગ કરે છે.

# આશ્રવ અને સંવર



આશ્રવ–આત્મામાં કર્મ આવે તેને આશ્રવ કહે છે આ શબ્દની વ્યાખ્યા એક નાના દાખલાથી સમજાશે. જેમ એક તળાવમા પાણી આવવાના ગરનાળા હોય છે, તે ગરનાળા ખુલ્લા રાખવાથી તળાવમાં પાણી ભરાય છે, અને તે ગરનાળા બંધ કરવાથી પાણી આવતું બંધ થાય છે; તેવી રીતે આ આત્મરૂપ તળાવમાં મિથ્યાત્વ,* અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ જોગ એ દ્વારો વડે (ગરનાળાથી) કર્મ રૂપી પાણી આવે છે, તેને આશ્રવ કહે છે

આ વિશ્વ તે પિશાચી રાજ્ય છે. તેનો ચલાવનાર આશ્રવ નામનો ક્ષુદ્ર રાજા છે. તેનો નાશ કરવાથી જ **આશ્રવનું સામ્રાજ્ય** આત્માનું શાસન સ્થાપી શકાય છે. આશ્રવ ત્રણે લોક પર પોતાની સત્તા ચલાવી છે. પરમાધામીના[1] માર કરતાં પણ આશ્રવનો માર વિશેષ ભયંકર છે, પણ અજ્ઞાની જીવ આશ્રવને અમૃત માની તેનું સેવન કરે છે.

---

* મિથ્યાત્વનુ વર્ણન હવે પછી કરવામાં આવશે.

[1] નરકના જીવોને નરકમા દુ:ખ આપનાર (યમરાજા)

જેમ આંબાની ગોટલીને વાવનાર સેંકડો આમ્રવૃક્ષનો સ્વામી બને છે, ને તેને શેકીને ખાઇ જનાર દરિદ્રી બને છે, તેમ ઇંદ્રિયોનો સંવર[૨] કરવો તે પોતાની પુણ્યાઇને વધારવા સમાન છે, ને ઇંદ્રિયોથી વિવિધ ભોગોપભોગ ભોગવવા

**કુતરાની જીભ ને મનુષ્યની જીભ**

તે પોતાની અનંત પુણ્યાઇને શેકીને ખાઇ જવા સમાન છે. પાંચ ઇંદ્રિયોમા રસેન્દ્રિયથી વિશેષ સાવધાન રહેવાનું છે. અન્ય ઇન્દ્રિયો માત્ર એકજ કામ કરે છે, ત્યારે રસેન્દ્રિય રસ ચાખવાનું ને બોલવાનું એમ બે કાર્ય કરે છે. કુતરાની જીભ તો સ્નેહીના શરીરના ઘા રૂઝવી નાખે છે, ત્યારે માનવની આશ્રવી જીભ સ્નેહીના હૃદયમા ઘા કરે છે, ને વિશેષમાં જુના ઘાને તાજા અને નાના ઘાને મોટા કરે છે. વળી રસાસ્વાદ પણ દ્રવ્યે તથા ભાવે વિશેષ ભયંકર છે. તલવાર પોતાના સ્વામીની રક્ષા કરે છે, ત્યારે જીભરૂપ તલવાર રસાસ્વાદથી શરીરમાં અનેક રોગ ઉત્પન્ન કરી, પોતાનો ઘાત કરે છે, તથા વચનથી સ્નેહીનો પણ ઘાત કરે છે. અન્ય ઇન્દ્રિયો પ્રગટ પણે રહે છે, ત્યારે આ પાપી ઇન્દ્રિય પડદામાં રહે છે. રસેંદ્રિયને વશ કરનાર મનુષ્ય પોતાની પાંચે ઇન્દ્રિયોને વશ કરે છે.

આ આશ્રવના જૈન શાસ્ત્ર ૨૦ ભેદ પાડે છે તે હવે પછી આવશે.

આશ્રવનો આટલો વિચાર કર્યા પછી તેના વિરોધી તત્વ સંવરનો વિચાર કરીએ.

**સંવરની વ્યાખ્યા:**—સંવર શબ્દની ટુકી વ્યાખ્યા આ

[૨] સંવર કરવો એટલે કાબુમાં રાખવી

પ્રમાણે થાય "આશ્રવને રોકે તેને સંવર કહે છે" પ્રથમ આપેલા તળાવનો દાખલો અહીં પણ લાગુ પડે છે જીવરૂપી તળાવની અંદર, કર્મ રૂપી પાણીનો જે પ્રવાહ આવે છે, તેને વ્રત, નિયમો વગેરેથી રોકવો તેને સંવર કહે છે. મન, વચન અને કાયાનો સંયમ, તથા કોઈની લેશમાત્ર લાગણી દુખાવા ન દેવી, ને સર્વ પ્રવૃત્તિ (કામકાજ) જાગૃતિ પૂર્વક કરવી તે સંવર. શીઘ્રતાથી હલન ચલન વગેરેની પ્રવૃત્તિ કરવાથી આત્મ ઉપયોગ ભૂલી જવાય છે, જેથી અસંયમ થવા પામે છે, ને સંવરનો નાશ થાય છે જ્ઞાનીને ઉપયોગની જાગૃતિ હોવાથી આશ્રવના સ્થાન (કર્મ આવવાનાં ઠેકાણાં) સંવર રૂપ થાય છે, અજ્ઞાનીને ઉપયોગની જાગૃતિના અભાવે (બે કાળજી પૂર્વક કામકાજ કરતાં) સંવરના સ્થાન આશ્રવ રૂપ થાય છે.

**ઇન્દ્રિયોને દમો નહિ તો દમાવું પડશે:**—ડોકટરના કહેવાથી રોગીને વર્ષો સુધી પોતાની ઇન્દ્રિયોનો સંયમ (સંવર) રાખવો પડે છે, તો અનંત જન્મ મરણના દુઃખથી મુક્ત થવા માટે કેટલા સંયમની આવશ્યકતા છે. તે સરળતાથી સમજી શકાય તેમ છે. આ જન્મમાં પોતાની ઇન્દ્રિયોનો સંવર ન કરનારને નરક આદિ જીવયોનીમાં અનંત દુઃખમય સ્થિતિમા પરવશ પણે પોતાની વાસના તથા ઇચ્છાઓને વશ કરવી પડે છે.

**ઇન્દ્રિયોનો સદુપયોગ કરો:**—દુધ, દહી, ઘી, ગોળ, ખાંડ ને સાકર જેવા પદાર્થોનો સારામાં સારો ઉપયોગ કરવામાં આવે છે, તો પોતાની ઇન્દ્રિયો તથા શરીરનો સારામાં સારો સંવરમય (ધર્મમય) ઉપયોગ કરવો જોઇએ ને આશ્રવની (પાપની) પ્રવૃત્તિથી પોતાની આત્મરક્ષા કરવી જોઇએ.

આ સંવર તત્વના પણ ૨૦ ભેદ જૈન શાસ્ત્રોએ પાડયા છે. બન્ને તત્વો પરસ્પર વિરોધી હોવાથી તે બન્નેના ભેદોનો મુકાબલો કરવો ઠીક થઇ પડશે.

## આશ્રવ-

(૧) મિથ્યાત્વ સેવે તે આશ્રવ.
(૨) વ્રત નિયમ ન કરે તે આશ્રવ.
(૩) પ્રમાદને સેવે તે આશ્રવ.
(૪) કષાયને[1] સેવે તે આશ્રવ
(૫) મન, વચન, અને કાયાને અશુભ રીતે પ્રવર્તાવે તે આશ્રવ.
(૬) પ્રાણાતિપાત-જીવહિંસા કરે તે આશ્રવ.
(૭) મૃપાવાદ-જુઠું બોલે તે આશ્રવ.
(૮) અદત્તાદાન-ચોરી કરે તે આશ્રવ
(૯) મૈથુન-કુશીલ સેવે તે આશ્રવ
(૧૦) ધન, સોનુ વગેરેનો મોહ રાખે તે આશ્રવ.
(૧૧) [2]કાન ઇન્દ્રિયને મોકળી (છુટી) મુકે તે આશ્રવ (અશુભ કામમાં).

---

૧ કષાય મુખ્ય ચાર છે.-ક્રોધ, માન, માયા અને લોભ. કષાયનું વર્ણન પહેલા પ્રકરણમાં આવી ગયેલુ છે.

(૨) ટેલીફોન[1], બેટરી[2], થર્મોમિટર[3], ફોનોગ્રાફ[4], ઘડીયાલ ને સાઇકલ[5], આદિ યંત્રોનો અતિ જરૂર જણાયેજ ઉપયોગ કરવામાં આવે છે. તેમ કાન[1], આંખ[2], નાક[3], જીભ[4] ને[5] શરીર આદિનો ઉપરના યંત્રવત તુચ્છ માની તેનો દુરૂપયોગ કરવામાં ન આવે તો, અનેક પ્રકારના પાપમાંથી બચી શકાય છે. દાખલા તરીકે, જ્યઆનાની બેટરીને કોઇ દિવસે સળગાવતું નથી ને કોઇ સળગાવે તો તેને

(૧૨) આંખ ઇન્દ્રિયને છુટી મુકે તે આશ્રવ.
(૧૩) નાક ઇન્દ્રિયને છુટી તે આશ્રવ.
(૧૪) જીભ ઇન્દ્રિયને છુટી મુકે તે આશ્રવ.
(૧૫) સ્પર્શ ઇન્દ્રિયને છુટી મુકે તે આશ્રવ.
(૧૬) મન છુટુ મુકે તે આશ્રવ.
(૧૭) વચન વશ ન રાખે તે આશ્રવ.
(૧૮) કાયા (શરીર) છુટી મુકે તે આશ્રવ
(૧૯) વસ્ત્ર, પાત્ર વગેરે યત્નાથી (કાળજી પૂર્વક) ન લે, મુકે તે આશ્રવ

---

મૂર્ખ ગણવામાં આવે છે. બેટરીના પાવરનો વિશેષ ખર્ચ ન થાય તે માટે ચિંતા રાખવામાં આવે છે, તેના શતાંશ ભાગની પણ ચિંતા આંખના દુરૂપયોગ માટે રાખવામા આવતી નથી આખ રૂપી બેટરીની શકિતનો નકામો નાટક, સિનેમા, ખરાબ નોવેલ ખરાબ ચિત્રો આદિ જોવામાં ઉપયોગ ન થાય તો, અનેક પ્રકારના પાપમાથી બચી શકાય સ્નેહી વારંવાર ફોનોગ્રાફ વાજુ માંગવા આવે યા આપણી દુકાને વારંવાર ટેલીફોન કરવા આવે તો તેને પણ ના પાડવામા સંકોચ થતો નથી, તો જીભને ફોનોગ્રાફ જેવી મૂલ્યવાન અને કાનને ટેલીફોન જેટલુ મહત્વ આપવામાં આવે તો વારવાર નકામું કોણ બોલે? ને નકામી જેની તેની નિંદા કોણ સાભળે? ત્રણ લોકની સંપત્તિ કરતાં એકેક ઇન્દ્રિયનું મૂલ્ય વિશેષ છે, છતાં અજ્ઞાની માનવ તેનો પોતાનાથી થાય તેટલો વિશેષ દુરૂપયોગ કરે છે તેથી વિશેષ અજ્ઞાનતા અન્ય શી હોઇ શકે? જેટલી રક્ષા (સંવર) ટેલીફોન, બેટ્રી ને ફોનોગ્રાફ આદિની કરવામાં આવે છે, તેટલી ઇન્દ્રિયોની કરવામાં આવે તો આજ ભવમાં સંવર, ને તેથી આત્માનુ કલ્યાણ થઇ શકે.

(૨૦) સોય અને કુશ (દાભડા)ના અગ્રભાગ જેવી વસ્તુ પણ યત્નાથી ન મુકે તે આશ્રવ

## સંવર.

(૧) સમ્યક્ત્વ તે સંવર
(૨) વ્રત નિયમ કરે તે સંવર.
(૩) પ્રમાદ ન કરે તે સંવર.
(૪) કષાય ન સેવે તે સંવર.
(૫) મન વચન અને કાયાને શુભ રીતે પ્રવર્તાવે તે સંવર.
(૬) જીવની હિંસા ન કરે તે સવર.
(૭) જુઠું ન બોલે તે સવર.
(૮) ચોરી ન કરે તે સંવર.
(૯) કુશીલ ન સેવે તે સંવર.
(૧૦) મમતા (ધન વગેરેની) ન રાખે તે સંવર.
(૧૧) કાન ઇન્દ્રિયને કાબુમાં રાખે તે સવર.
(૧૨) આંખ ઇન્દ્રિયને કાબુમાં રાખે તે સંવર
(૧૩) નાક ઇન્દ્રિયને કાબુમા રાખે તે સંવર.
(૧૪) જીભ ઇન્દ્રિયને કાબુમાં રાખે તે સંવર.
(૧૫) સ્પર્શ ઇન્દ્રિયને વશ રાખે તે સંવર
(૧૬) મન વશ કરે તે સંવર.
(૧૭) વચન વશ કરે તે સંવર.
(૧૮) કાયાને વશ કરે તે સંવર.
(૧૯) વસ્ત્ર પાત્ર વગેરે યત્નાથી લે મૂકે તે સંવર.
(૨૦) સોય જેવી વસ્તુઓ કાળજીપૂર્વક લે અને મૂકે તે સંવર.

હવે ઉપરના મુખ્ય ભેદોનુ વર્ણન આપણે વિચારીશું ?

**મિથ્યાત્વ:**—જગતમાં ત્રણ વસ્તુ મુખ્ય છે. (૧) દેવ (૨) ગુરૂ (૩) ધર્મ. સદ્દેવ, સદ્ગુરૂ, અને સદ્ધર્મ પર શ્રદ્ધા નહિ રાખતાં, કુદેવ, કુગુરૂ અને કુધર્મમાં શ્રદ્ધા રાખવી તેને જૈન શાસ્ત્ર મિથ્યાત્વના નામથી ઓળખે છે. મિથ્યાત્વ એટલે અવળી સમજ, બુદ્ધિ.

સદ્દેવ, સદ્ગુરૂ અને સદ્ધર્મનું સ્વરૂપ અને તે પર શ્રદ્ધા રાખનાર આત્માઓનું સ્વરૂપ, સમ્યક્ત્વમાં વિચારવામાં આવશે.

મિથ્યાત્વ માનવને નરકમાં લઇ જનાર છે. આત્માના વિકાસને રોકનાર છે, અને તેને લઇને માનવ દુર્ગુણો તરફ ઘસડાતો જાય છે મિથ્યાત્વી આત્માથી સાચી સમજ આઘીજ રહે છે. તેવા આત્માને ધર્મની વાત ગમતી નથી, અને તે પોતાના એશ આરામમાં જ મસ્ત રહે છે.

ધાર્મિક જ્ઞાન સિવાયની વર્તમાનની કેળવણી માનવને કેવળ પોતાના શરીરના સુખમા જ લીન બનાવે છે, તે નવી નવી શોધો કરી શરીર સુખનાં સાધનો શોધી, મૃત્યુનો વિચાર માત્ર પણ ભુલાવે છે. માનવ આથી સમ્યક (સારા) વિચાર પણ કરી શકતો નથી, ને નિત્ય શરીર સુખના મિથ્યા વિચારમાં (મિથ્યાત્વમાં) લીન રહે છે. આત્માનું જ્ઞાન થાય તેજ સત્ય કેળવણી ને તેજ સત્ય સમકિત છે.

પચમ કાળમા મિથ્યાત્વ વૃદ્ધિનાં સાધનો દિનો દિન વધતા જાય છે. વિલાસના સાધનોમા માનવ લીન થઇ જાય છે, ને આત્મવિકાસના પંથને વિસરી જાય છે.

**માનવભવની દુર્દશા:**—મિથ્યાત્વના લીધે માનવમાંથી દિન દિન પ્રત્યે દાન, શીલ, તપ, ભાવના, જ્ઞાન દર્શન, (સમ્યકત્વ) ને ને ચારિત્રના ભાવો (મોક્ષ માર્ગના અંગો) નાશ પામતા જાય છે,

ને વિપરીત ભાવો વાસ કરે છે. મિથ્યાત્વ, આ ભવ (જન્મ) સિવાય અન્ય ભવ જોવા કે વિચારવા દેતું નથી વર્તમાનનો યુગ ખરેખર હડહડતા મિથ્યાત્વનો યુગ છે. ન્યાય ને નીતિનું સૂત્ર વર્તમાનમાં વિસરાયું છે. બળીયાના બે ભાગ ને નિર્બળનો મરો આ યુગમાં છે. **દેવો ને દુર્લભ માનવ ભવ મિથ્યાત્વને લઇને નારકીના જીવો પણ ન ઇચ્છે તેવો તિરસ્કારને પાત્ર બનવા પામ્યો છે.**

**વર્તમાન યુગનું સ્વરૂપઃ**—વર્તમાનનો ગેસ, વીજળીનો ઝગઝગતો પ્રકાશ બાહ્ય વિશ્વને અજવાળી રહ્યો છે; પણ અંતરમાં મિથ્યાત્વનો અંધકાર વધતો જાય છે. ગમે તેવા ચોકસાઇવાળા કાયદાઓ કેદખાનાં ને કચેરીઓ બાંધવા છતાં કપટ, અનીતિ, અન્યાય વ્યભિચાર, ક્રૂરતા, દ્વેષ, ઇર્ષા, નિંદા આદિ મિથ્યાત્વ પોષક દુર્ગુણો માનવમાં વધતા જાય છે. વકીલો, બેરીસ્ટરો, સોલીસીટરો ને ન્યાયાધીશો વધતા જાય છે તેમ તેમ મિથ્યાત્વ જન્ય ઉપરોક્ત અપરાધો ઘટવાના સ્થાને વધતા જાય છે. વિલાસ વર્ધક યંત્રો ને સાધનો વધતા જાય છે, તેમ ભૂખમરો વધતો જાય છે. તેથી પાપ પ્રવૃત્તિ વધવા પામે છે. કુદકે ને ભુસકે મિથ્યાત્વ વર્ધક સાધનો વધતાં જાય છે. પૂર્વે તીરને કામઠાં હતાં, ત્યારે વર્તમાનમાં એક શીશીમા ભરેલી ઝેરી હવા એક ક્ષણમાં લાખોના પ્રાણ હરે છે. રેલ્વે, મોટર, સ્ટીમર, હવાઇ જહાજ આદિ મિથ્યાત્વ પાપવર્ધક સાધનો વધતાં જાય છે. બહારની, શરીર પરના કપડાંની સભ્યતા વધતી જાય છે, પણ અંતર આત્મામાં નીચતા, પામરતા, સ્વાર્થ, લુચ્ચાઇ, ને અશાન્તિના નિત્ય નવા નવા લેપ લપટાતા જાય છે. આત્મ તત્વની ભાવના ભૂલાવનાર મિથ્યાત્વનો મહારોગ વર્તમાનમાં વધવા પામ્યો છે. તેવા મહારોગમાથી બચવા માટે સમ્યક્ દૃષ્ટિ નિરંતર યત્ન સેવે છે. મિથ્યાત્વનો

પાયો.....ક્રોધ, માન, માયા, લોભ, રાગને દ્વેષથી ચણવામાં આવે છે, ત્યારે સમકિતનો પાયો ક્ષમા, વિનય, સરલતા, સંતોષને સમભાવથી ચણાય છે. મિથ્યાત્વી નિત્ય વિલાસના સાધનો ને પોતાની જરૂરીયાતો વધારતો જાય છે, ત્યારે સમદૃષ્ટિ પોતાની જરૂરિયાતો નિત્ય શરીનાના રોગ વત્ ઘટાડતો જાય છે અને પોતાનું જીવન ઘણીજ સાદાઇથી ગુજારી પોતાના સમ્યકૃત્વ રત્નની રક્ષા કરે છે.

હવે મિથ્યાત્વથી વિપરીત સમ્યકૃત્વ છે તેનો વિચાર કરીએ.

**સમ્યકૃત્વ:**—સદ્દેવ (સુદેવ)માં દેવબુદ્ધિ, સદ્ગુરૂમાં ગુરૂબુદ્ધિ, અને શુદ્ધ ધર્મમાંજ ધર્મબુદ્ધિ એ ત્રણ સમ્યકૃત્વના અંગ છે. સર્વજ્ઞ, રાગદ્વેષ વગેરે દોષ રહિત, ત્રિલોક પૂજ્ય, યથાર્થ (સત્ય) અર્થના કહેનાર, અરિહત[1] ભગવાન એજ દેવ છે તેમનું ધ્યાન ધરવું અને તેમનું શરણ પ્રાપ્ત કરવું એજ કલ્યાણકારક છે. આવીજ રીતે, આ અરિહંત દેવે બતાવેલા માર્ગે ચાલનાર, પાંચ મહાવ્રતો[2]ના ધારનાર, શુદ્ધ સંયમ રૂપ જીવન નિર્વાહ કરનાર, નિરંતર સમભાવમાં રહેનાર, અને કંચન કામિનીના ત્યાગી સાધુ, એજ સાચા ગુરૂ છે, તેમ દુર્ગતિમાં પડતા જીવોને બચાવે એજ સાચો ધર્મ છે

સમકિતી પુરૂષની બુદ્ધિ યથાર્થ હોય છે. તે આત્માનું સ્વરૂપ યથાર્થ રીતે જાણે છે, જેથી આ લોકમા પણ તેનું જીવન શાંતિ પૂર્વક વીતે છે અને પરલોકમાં પરમ સુખ પામે છે

---

૧ અરિ= (કર્મરૂપી) દુશ્મનો હત=હણનાર-કર્મરૂપી દુશ્મનોના હણનાર.

૨ મહાવ્રતો—એટલે મહા પ્રતિજ્ઞા- સર્વથા પ્રકારે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય તૃષ્ણાત્યાગ એ પાચ મહા પ્રતિજ્ઞાઓ જૈન સાધુને પાળવાની હોયછે

સમક્તિ એ આત્માનો ગુણ છે. અને તેના વિચાર તથા આચારમાં સ્વભાવિક પરિવર્ત્તન થાય છે. સમકિત મનુષ્યને સદ્‌ગુણોની પ્રાપ્તિમાં પ્રેરે છે, અને મદદગાર થાય છે. જીવને સમકિત પ્રાપ્ત થાય તે પહેલા, અનાદિ કાળથી કોઇપણ વખત ઉત્પન્ન ન થયા હોય તેવા, શુધ્ધ વિચારો ઉત્પન્ન થાય છે.

સમ્યક્ત્વ અર્થાત અંતરાત્મ ભાવ એ આત્મ મંદિરનું ગર્ભદ્વાર છે, કે જેમાં પ્રવેશ કરીને તે મંદિરમાં વર્તતા પરમાત્મ ભાવ રૂપ નિશ્ચય દેવનું દર્શન કરી શકાય છે સમદષ્ટિ પોતાને કેદી માને, ને જેમ કેદી કેદખાનેથી મુક્ત થવાની ભાવના સેવે તેમ, સમદષ્ટિ (સમકિતી) પોતાને સંસારનો કેદી માની તેમાંથી મુક્ત થવાની નિત્ય ભાવના સેવે. ફાસીના લાકડા પર ચઢેલ જેવો ઉદાસીન હોય, તેવો સમદષ્ટિ સંસારના (પાપના) કાર્યોથી ઉદાસીન રહે. કોઢનો રોગી રોગના નાશ માટે જેટલો યત્ન કરે, તેથી વિશેષ યત્ન સમદષ્ટિ જીવ વિષય કષાયના રોગના માટે કરે કર્મ ક્ષય થાય નહિ ત્યાં સુધી સમદષ્ટિને લેશમાત્ર ચેન ન પડે.*

સમદષ્ટિને પોત્તાના દેહપર પણ મમત્ત્વ ન હોય, તો તે અન્ય કોના પર મમત્વ રાખે ? રાગદ્વેષના બળવાન સાધનોમા પણ સમદષ્ટિ જીવ ડોલાયમાન થાય નહિ સમદષ્ટિની વ્યવહારૂ પ્રવૃત્તિમાં

*કોઇ માણસને વીછી કરડયો હોય તો તેને લેશ માત્ર ચેન ન પડે, તો જે સમકિતી આત્મા પોતાનામાં રહેલા વિષય કષાયને, વીંછી ને સાપના વિષથી પણ અનંત ભયંકર અનુભવે છે, તેને તે વિષય કષાય રૂપ વિષના નાશ સિવાય ચેન કેવી રીતે પડી શકે ? તે સુખે કેવી રીતે સુઇ શકે ? ને કેવી રીતે ખાનપાન ને ભોગોપભોગમાં આનંદ માની શકે ? તે સરલતાથી સમજી શકાય તેમ છે

પણ અલૌકિકતા હોય તેને દેહ ધર્મ જેવો આત્મ ધર્મ સમજાય. રાગદ્વેષ અને મોહનો જ્યાં સુધી નાશ ન થાય, ત્યાં સુધી સમકિતીને ચેન પડે નહિ. સમદ્દષ્ટિને વીતરાગ સુખ સિવાય શેષ બધું સુખ, દુખરામ અનુભવાય. સમદષ્ટિ દેહ-મય ન થાય દેહ મય દશા તે મિથ્યાત્વ દશા.

**પ્રમાદ.**—પોતાની સ્વાભાવિક અભ્યંતર અવસ્થામા, આત્મા જે શુદ્ધ ઉપયોગમય સ્થિતિમા હોય છે, તેનાથી વિરોધી સ્વાનુભવથી ચલન થવા રૂપ સ્થિતિ તે પ્રમાદ. લશ્કરમાં પ્રમાદ કરનાર ઘોડા યા સિપાઈને ગોળાથી ઉડાવી દેવામાં આવે છે તો, આત્મ ધર્મમાં પ્રમાદ કરનારની શી દશા ? પારસ મણીના લોહ સાથેના સમાગમમાં ક્ષણના પ્રમાદે ક્રોડોનું નુકશાન ! તો આત્માને ધર્મના પારસ મણીના સમાગમમાં પ્રમાદથી કેટલું નુકશાન ?

ધર્મ કાર્ય આજે ન કરતાં કાલે કરવાનો પ્રમાદ સેવનાર, આત્મ ધર્મને હમેશ માટે ગુમાવે છે, તે કાલને બદલે આજે કરવાથી તે અનંત કાલ માટે આત્મ ધર્મની રક્ષા કરે છે.

પ્રમાદવાળી અવસ્થામાં કર્તવ્યાકર્તવ્યનુ ભાન હોય છે, છતા પણ પ્રમાદનો નિશો મધુર લાગવાથી અકર્તવ્યનું સેવન થાય છે. માનવની પ્રગતિમા પ્રમાદ જેટલું અહિત કરનાર અન્ય કોઈપણ શત્રુ નથી. માનવમાંથી પ્રમાદ દૂર થવા પામે તો તેનામાં પરમાત્મત્વ પ્રગટ થાય. પ્રમાદનો નિશો ઇરાદાપૂર્વક, કર્તવ્યાકર્તવ્યનુ ભાન વિસરાવી દે છે. પ્રમાદ વર્તમાન સયોગોમાં સતોષ માનવાની ને આગળ વધવાની સદા ના પાડતો આવ્યો છે. પ્રમાદ વિવિધ પ્રકારે પ્રગતિમાં બાધક વિવિધ સવાદ આપે છે.

આપણું અધિક પતન કરવા માટે, પ્રમાદ પોતાના અનેક મિત્રોને પોતાની સાથે લઇને આવે છે, ને આપણું મહાન પતન કરે છે. ૪ વિકથા[1] ૪ કષાય ૫ વિષય અને નિદ્રા, સ્નેહ આદિ પ્રમાદના અનેક મિત્રો છે

વિશ્વમાં એક પણ તત્વ સ્થિર નથી તમામ તત્વો પૂરવેગથી ગતિમાન થઇ રહ્યાં છે, એટલે આત્મા પોતાની પ્રગતિ ન કરે તો તે પૂરવેગથી પોતાની પડતી કરી, મૂળ સ્થાન નર્ક નિગોદમા જાય છે. પડતીની દિશામાં પ્રમાદ કુદકે ને ભુસકે પગલાં ભરે છે. પ્રમાદની અવસ્થામાં, નર્ક નિગોદની વાસના અતિ મધુર અનુભવાય છે પિશાચીની પણ પ્રમાદ દ્વારા અપ્સરા વત્ અનુભવાય છે.

આરોગ્યનુ ઘટવું તેનો અર્થ એજ કે રોગનું વધવુંજ છે, તેમ સ્વર્ગ તથા મોક્ષના અભાવે નરક નિગોદેજ પગલા ભરાય છે.

પ્રમાદને મદિરામાં લેશ પણ અંતર નથી પ્રમાદની અસર, ધીમી, અપ્રગટ ને ગુપ્ત હોવાથી તેનું શત્રુ કાર્ય માનવોના સમજવામાં આવતું નથી, ત્યારે મદિરનું પરિણામ પ્રત્યક્ષ હોવાથી લોકો તેનાથી સાવધાન રહે છે. દારૂના નશાવાળા માટે સાવધાનીનો સમય પ્રત્યેક સમયે સમીપ આવતો જાય છે, ત્યારે પ્રમાદના નશાવાળો સાવધાનીના સમયનો અતિ અનાદર કરે છે

મન, વચન અને કાયાનો માનવ, જેવો ઉપયોગ કરવા ધારે તેવો કરી શકે છે. તેનો પાપમાં તેમજ પુણ્ય કાર્યમાં ઉપયોગ થઇ શકે છે. આ બાબતનો વિચાર પ્રકરણ બીજામાં કરવામાં આવેલો છે.

---

૧ વિકથા- સ્ત્રી કથા, ભત્ત કથા, દેશ કથા, રાજ કથા

મન, વચન અને કાયાને અશુભ માર્ગે વાપરે તો તે કર્મ બાંધે છે, અને શુભ માર્ગે વાપરે તો કર્મો રોકે છે (છોડે છે).

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને તૃષ્ણા ત્યાગ (સંતોષ) પુણ્ય ઉપાર્જન કરવાના કારણો છે (સંવરમય છે) અને તેથી વિરૂધ્ધ હિંસા અસત્ય, ચોરી મૈથુન (કુશીલ) અને પરિગ્રહ (મમત્વ પણું) પાપ ઉપાર્જન કરવાના કારણ રૂપ છે અને તે બાબતનું વિશેષ વર્ણન પ્રકરણ પહેલામાં આવી ગયું છે.

પાચ ઇન્દ્રિયો મોકળી મુકે, તો પાપમય ક્રિયાઓમાં તે પ્રવૃત્તિ કરે છે, અને આત્માને દુર્ગતિમાં મોકલવાનું કાર્ય કરે છે. ફકત એક એક ઇન્દ્રિય મોકળી મુકતા આત્માઓને કેટલું દુઃખી થવુ પડે છે, તે નીચેની હકીકતથી સમજાશે

કાન ઇન્દ્રિયના ગુલામ થવામાં સાપ ફસાઇ જાય છે.

ચક્ષુ ઇન્દ્રયના ગુલામ થવામાં પતંગીયા બળી મરે છે.

નાક ઇન્દ્રિયના ગુલામ થવામાં ભમરો કમળમાં ફસાઇ જઇ મરણ પામે છે.

રસ (જીભ) ઇન્દ્રિયના ગુલામ થવામાં માછલા ફસાઇ જાય છે.

સ્પર્શન (ચામડી) ઇન્દ્રયના ગુલામ થવામાં હાથી મરણ શરણ થાય છે.

ઉપરના જીવો, એક એક ઇન્દ્રિયના ગુલામ થતા પોતાના આત્માનું અહિત કરે છે, તો મનુષ્ય પાંચે ઇન્દ્રિયોને મોકળી મૂકે તો તેને કેટલું નુકશાન થાય તે સ્હેજે સમજી શકાય તેમ છે.

બાકી રહેલા ભેદોનુ વર્ણન સ્હેલાઇથી સમજી શકાય તેવું હોવાથી તેનો વિસ્તાર કરવાની જરૂર નથી.

આમ આશ્રવ અને સંવર બન્નેનો વિચાર કર્યા બાદ, માનવે જેમ બને તેમ આશ્રવથી દૂર ખસવું જોઇએ, અને સંવર માર્ગે ગમન કરવું જોઇએ.

આવી રીતે પ્રત્યેક મનુષ્ય પાપ અને આશ્રવથી દૂર રહેવાથી અને પૂણ્ય અને સવર માર્ગે જવાથી નવા કર્મ બાંધતો નથી પરતુ હવે પ્રશ્ન એકજ રહ્યો, અને તે એ કે આત્મામા જે કર્મો આવી ગયેલા છે તે દૂર કેમ થાય ! સવર આવતા કર્મોને રોકવાનુ કારણ છે, પણ આવી ગયેલ કર્મ દૂર કરવાનો કયો માર્ગ છે ? તેનો વિચાર હવેના પ્રકરણમાં કરવામા આવશે

---

# નિર્જરા તત્વ (તપશ્ચર્યા)



આત્મામાં રહેલ કર્મનું દૂર થવું તેને નિર્જરા કહેવામા આવે છે. આત્મા તથા કર્મને છુટા પાડવાની ક્રિયા તે નિર્જરા. જીવરૂપી કપડું છે, તેમાં કર્મ રૂપી મેલ છે, તેને જ્ઞાન રૂપી પાણીથી અને તપશ્ચર્યા રૂપી સાબુથી ધોઇને, દૂર કરે તેને નિર્જરા કહે છે. રાગદ્વેષના પ્રયત્ક્ષ બળવાન નિમિત્તો ઉત્પન્ન થાય, પણ જેનો આત્મભાવ કિંચિત માત્ર રાગદ્વેષની પ્રવૃત્તિમાં લોપાયમાન થાય નહિ તે નિર્જરા. જન્મ મરણ દૂર કરવા માટે નિર્જરા (તપ) ઔષધ સમાન છે. સંસાર રૂપ કાળ જ્વરથી પીડાતા માનવી માટે તપ, શીતલ ચંદન સમાન છે તપ કરવાથી પ્રત્યેક સમયે કર્મનો ક્ષય થાય છે, ને અંતે કર્મથી રહિત થવાય છે.

આ તપશ્ચર્યાના મુખ્ય બે ભેદ છે (૧) બાહ્ય (૨) અભ્યંતર.

બાહ્ય તપશ્ચર્યાના છ પ્રકાર છે, તેમજ અભ્યંતરના પણ છ પ્રકાર છે. આ બારે જાતની તપશ્ચર્યા એ શુદ્ધ કરેલી રસાયણ છે. જેમ આજના વૈજ્ઞાનિક જમાનાએ બાયોકેમિસ્ટ દવાઓની શોધ કરી, બાર જાતના ક્ષારથી તમામ દર્દો નાબુદ કરવાની હિંમત કરી છે,

તેનાથી અનંત ગુણી ખાતરી વાળી, જ્ઞાની પુરૂષોએ અનુભવથી સિદ્ધ કરેલી આ પણ બાર જાતની રસાયણ છે તેના નામ નીચે પ્રમાણે છે.

(૧) **બાહ્ય તપ**—અનશન, ઉણોદરી, રસપરિત્યાગ, વૃત્તિસંક્ષેપ, ઇન્દ્રિય પ્રતિસંલીનતા, અને કાય કલેશ.

(૨) **આંતરિક તપ**—પ્રાયશ્ચિત, વિનય, વૈયાવત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ.

બાહ્ય તપશ્ચર્યા ખાસ કરી બાહ્ય શુધ્ધિ માટે, અને અભ્યંતર તપશ્ચર્યા આંતરિક શુદ્ધિ માટે યોજાયેલ છે, છતા બન્ને ને પરસ્પર ગાઢ સંબંધ છે.

(૧) **અનશન** (ઉપવાસ)—અનશન એટલે આહારનો ત્યાગ આ તપ શારીરિક શુધ્ધિ સાથે માનસિક શુધ્ધિમા પણ વધારો કરે છે.

(૨) **ઉણોદરી**—એટલે ઓછું ખાવું, થોડાં ભૂખ્યા રહેવું ઉપવાસમા તો આજે જમવુ જ નથી એમ હોવાથી મન કાબુમાં રહે છે, પણ આમા તો જમવા બેઠા પછી રસ પડતો હોય છતાં ઓછું જમવાનું છે. મતલબ કે આમાં વૃત્તિઓને દાબવાનો આશય છે. ઓછુ ખાવાથી શરીર તદ્દન નિરોગી રહે છે, અને લેશ માત્ર પ્રમાદ થતો નથી. આવી રીતે ક્રમપૂર્વક શરીર શુદ્ધિ, મનશુધ્ધિ અને આત્મ શુધ્ધિ થાય છે.

(૩) **રસ પરિત્યાગ**—એટલે રસોનો ત્યાગ કરવો. તીખા તમતમતા અથાણા કચુંબર વગેરેનો રસ પરિત્યાગ કરવાથી બધી ઇંદ્રિયો સહજ રીતે કાબુમા આવે છે.

આ તપશ્ચર્યા, શારીરિક દૃષ્ટિએ જેટલી ઉપયોગી છે તેટલીજ માનસિક દૃષ્ટિએ પણ ઉપયોગી છે, કારણ કે આ રસનો નાદ (ચસકો) કમી થવાથી આપણે 'આત્મિક શ્રેય માટે વિચાર કરવાની શક્તિ કેળવી શકીએ છીએ.

(૪) **વૃત્તિસંક્ષેપ**—એટલે જેમ બને તેમ જીવનની ખાનપાન, મકાન, વસ્ત્રપાત્ર આદિ તમામ જરૂરિયાતો ઘટાડવી. વૃત્તિને કાબુમાં રાખી બીન જરૂરી વસ્તુનો ઉપભોગ બંધ કરવો, અથવા જરૂરી વસ્તુનો પોતાના માટે ઉપયોગ કરી વધારાની વસ્તુનો પરહિત માટે ઉપયોગ કરવો જોઇએ. આ કાળમાં આ નિયમની ખાસ જરૂર છે. મોજશોખો અને પરચુરણ ખર્ચ ગજા ઉપરાંત વધારવાથી કુટુંબ, સમાજ અને દેશ કંગાળ બનતા જાય છે.

(૫) **કાય ક્લેશ**—એટલે કાયાને સંયમમાં રાખવી, દેહદમન કરવું અને શરીર પર કાબુ મેળવવો.

શરીરને વિવિધ પ્રકારે સંયમમાં રાખવાથી, દૃઢ આસને બેસી શકાય છે, શરીર ધાર્યું કામ આપે છે, ને સ્વાસ્થ્ય સચવાય છે.

(૬) **ઇંદ્રિય પ્રતિ સંલીનતા**—બાહ્ય તપનું છઠ્ઠું સ્થાન તે ભોગવે છે. આ તપશ્ચર્યામાં પાંચે ઇંદ્રિયોનો અને મનનો સંયમ કરવાનો છે ઇન્દ્રિય પ્રતિસંલીનતા એટલે ઇંદ્રિયોના વિષયને કાબુમાં રાખવા. ઇંદ્રિયોનો સંયમ એ આત્મશુદ્ધિનું મુખ્ય અંગ છે. આગળની પાંચે તપશ્ચર્યાની આરાધના કરનારને આ તપ સહેલો પડે છે. આથી દુષ્ટ પ્રવૃત્તિ, દુર્વિચારો અને પાપો થવા પામતા નથી.

આમ આ ૭ બાહ્ય પ્રકારના તપ બાહ્ય વિશુધ્ધિની તૈયારી ના છે હવે અભ્યંતર ( આતરિક ) તપશ્ચર્યાના ૭ ભેદ તપાસીએ.

(૧) **પ્રાયશ્ચિત**—પ્રાયશ્ચિતના અનેક અર્થ થાય પણ ટુંકો અર્થ એ થય કે થયેલી ભૂલોનો પશ્ચાત્તાપ અને નવી ભૂલો થવા ન પામે તેવો દૃઢ સંકલ્પ. સાચું પ્રાયશ્ચિત કર્યા પછી થયેલા દોષો બળી જાય છે અને નવાં થવા પામતા નથી

(૨) **વિનય**—આપણે વિનયને બહુ સામાન્ય અર્થમાં સમજીએ છીએ પગે લાગવું કે જરા વિવેક દર્શાવવો એટલામાં વિવેક થતો હોય તેમ માનીયે છીએ. પરંતુ ખરેખર તેમ નથી વિનય એટલે વિશિષ્ટ ન્યાય બીજાના દોષો ભૂલી જઇ આપણુ કર્તવ્ય નમ્રભાવે ન્યાય પૂર્વક બજાવે જવું એજ વાસ્તવિક વિનય છે. આવા વિનયથી પોતાનું ચારિત્ર ઉજ્વલ બને છે

(૩) **વૈયાવ્રત્ય (સેવા)**—એટલે આત્માના ઉધ્ધાર માટે પરની સેવા પોતાના કર્તવ્યની ખાતર, અભેદ ભાવે સેવા કરવી, અને કરવી. બદલાની ઇચ્છા ન રાખવી તેજ સાચી સેવા છે. હૃદયની શુધ્ધિ માટે સેવા એ અમોઘ ઉપાય છે.

સેવા કરનારે બદલાની ઇચ્છા ન રાખવી જોઇએ. માનવો માટે કે બીજા કોઇ જીવો માટે તમે તમારી ફરજ સમજી સેવા અર્પણ કરો.

(૪) **સ્વાધ્યાય**—એટલે તત્વજ્ઞાન તથા આત્મ સ્વરૂપનુ ચિંતવન ને મનન કરવું તે સ્વાધ્યાય

(૫) **ધ્યાન**—એટલે અશુભ વિચારોને તજી દઇ શુભ ભાવોમાં મનને એકાગ્ર કરવું ધ્યાનના મુખ્ય ચાર ભેદ છે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન ધર્મધ્યાન અને શુકલધ્યાન. પ્રથમના બે અશુભ ધ્યાન છે અને પાછળના બે શુભ ધ્યાન છે. શુભ ભાવના વધી જાય ત્યારે જીવ થોડા સમયમાં સ્વર્ગ પ્રાપ્ત કરવા જેટલી શકિત મેળવી શકે છે. અને તેના અભાવે મનુષ્ય અધોગતિનો અધિકારી બને છે.

(૬) **કાયોત્સર્ગ**—એટલે દેહભાવને તજવો. ઘણા કાળના અભ્યાસને લઇને શરીરનેજ આપણે આત્મા માનીને કાર્ય કરતા હોઇએ છે, પરંતુ વિચારવું જોઇએ કે હું તો આત્મા છું પરમાત્મ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યનો પુંજ છું. એ પ્રકારની દૃઢ માન્યતા પૂર્વક બાહ્ય વ્યવહારનો અને શરીરનો ત્યાગ કરી મનને ધ્યાનમાં જોડવું તે કાયોત્સર્ગ.

આત્મ ભાવનામાંજ તલ્લીન થવાથી દેશ, કાળ કે જાતિના ભેદભાવ સહેજે ભૂલી જવાય, અને પોતેજ પોતાનો ભાગ્ય વિધાતા છે એવુ સમજવાથી દુનિયાના દુઃખો અને દ્વંદ્વો બધાં નષ્ટ થઇ જાય.

તપશ્ચર્યા એ **યજ્ઞ** છે. કર્મની આહુતિઓ તે યજ્ઞમાંજ હોમાય છે. તપશ્ચર્યા એ ભઠ્ઠી છે. અંદરનો અને બહારનો બન્ને પ્રકારનો કચરો તેથીજ બળીને ખાખ થાય છે. અને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે.

આ તપશ્ચર્યાના માર્ગને બરાબર સમજી અને વિચારી વિવેક પૂર્વક તે માર્ગે ચાલવામાં આવે, તો પોતાનું અને પરનું એમ બન્નેનું કલ્યાણ થાય, સમાજ અને દેશની ઉન્નતિ થાય, અને પોતા-

નાજ આંગણે સ્વર્ગ ઉતરે આવો અનુભવ કંઇક મહાપુરૂષોએ આજ ભારત ભૂમિમાં કર્યો છે અને હજુ પણ તેવાજ દિવ્ય આંદોલનથી પાશ્ચાત્ય સંસ્કૃતિના સતત પ્રહારો છતાં આછી કે ઉંડી ભારતની પવિત્રતા જળવાઇ રહેવા પામી છે

ઉપવાસ અને આરોગ્યને ગાઢ સંબંધ છે, તે બાબતમાં હાલમાં અમેરિકન ડોકટરોએ જે અભિપ્રાય આપ્યો છે તે નીચેની હકીકતથી સમજાશે

**ઉપવાસ અને અમેરિકન ડૉકટર્સ**—ઉપવાસ કરવાથી જઠરાગ્નિ રોગોને ભસ્મ કરે છે એવો એક પણ રોગ નથી કે જે ઉપવાસથી મટી ન શકે ઉપવાસ કરવાથી મગજની શક્તિ પણ ઘટતી નથી. રોગ સમયે ઉપવાસ ન કરવાથી શરીરમા રોગનુ વિષ વધવા પામે છે દુષ્કાળથી થતી મૃત્યુ સંખ્યા કરતાં વિશેષ ખાનપાનથી થતી મૃત્યુ સંખ્યા વધારે ગણવામાં આવી છે. રોગ ચેતાવે છે કે શરીરમાં ખાનપાનનો નવો કચરો ન નાખો અને ઉપવાસ કરો. ઉપવાસ કરવાથી સો રોગીમાંથી નેવુ રોગી નિરોગી થાય છે, અને દવા લેવાથી સોમાંથી ૯૦ રોગીના રોગમાં વધારો થાય છે દવા શરીરમાં નવા વીસ રોગ ઉત્પન્ન કરે છે, ત્યારે ઉપવાસ સર્વ રોગને ભસ્મ કરે છે. જુલાબ લેવાથી શરીરની અંદર રોગ રહી જાય છે, પણ ઉપવાસ કરવાથી રોગ જડમૂળથી નષ્ટ થાય છે. ઉપવાસ કરનાર રોગીના મુખમા જીભ પર ઉત્તમ સ્વાદ અનુભવાય ત્યારે સમજવું કે રોગનો નાશ થયો છે. રોગીને દવા ન દેતાં તેને ઉપવાસ કરાવવા તે રોગી ઉપર મહાન ઉપકાર કરવા સમાન છે. રોગીના શરીરમા અન્ન ન નાખવાથી રોગ બિચારો સ્વયં નષ્ટ થાય છે. હાથ–પગ–તથા શરીરને આરામ આપવામાં આવે છે, તેમ

ઉપવાસ કરી જઠરાગ્નિને પણ આરામ આપવો જોઇએ શરીરમાં પડેલા ઘા ઉપવાસથી ભરાઇ જાય છે ને તુટેલ હાડકા સંધાઇ જાય છે પશુ પક્ષી પણ રોગ થયે ખાનપાનનો ત્યાગ કરે છે જેથી તેમને શીઘ્ર આરામ થાય છે. વાયુ સાત દિવસમા, પિત્ત દસ દિવસમા, કફનો રોગ બાર દિવસમાં, ઉપવાસ કરવાથી નાશ પામે છે. અર્ધાંગ જેવા ભયંકર રોગ પણ ઉપવાસ કરવાથી મટી જાય છે ગરમીમા ત્રણ દિવસ ઉપવાસ કરવાથી જે લાભ થાય છે તેજ લાભ શરદીમાં માત્ર બે ઉપવાસ કરવાથી થાય છે.



# બંધ તત્ત્વ



અગાઉના પ્રકરણોમા, પાપ, પુણ્ય, કર્મ આવવાના ઠેકાણા, તેને રોકવાના કારણો તથા આવી ગયેલા કર્મને દૂર કરવાના ઉપાયો વિષે વિચાર કરવામાં આવ્યો આ પ્રકરણમા તે કર્મ આત્મા સાથે કેવી રીતે મળી જાય છે, તે કર્મ કેટલા છે, તે દરેકનું શું સ્વરૂપ છે, તે કેવી રીતે બંધાય છે, વગેરે બાબતોનો વિચાર કરવામાં આવશે. આત્મા અને કર્મનું મળી જવું, એ ક્રિયાને જૈન શાસ્ત્રો "બંધ" કહે છે પ્રથમ તે શબ્દની વ્યાખ્યા વિચારીએ

કષાયને આધીન થઇને જીવ કર્મના પુદ્ગળોને ગ્રહણ કરે, અને જેવી રીતે દૂધ અને પાણી એક રસથી. મળી જાય છે, લોઢાનો ગોળો અગ્નિમા નાખ્યો હોય અને લોખંડ અને અગ્નિ મળી જાય છે, તેવી રીતે આત્માના પ્રદેશ અને કર્મ મળી જાય છે તેને "બંધ" કહેવામા આવે છે.

કર્મ બાંધવાનુ સ્થાન સંસાર છે. તેને દુનિયા અથવા જગત પણ કહી શકાય આ જગતમાં પ્રાણીઓ જન્મે છે, સારા અથવા

નરસા કર્મ કરે છે અને તેનુ ફળ ભોગવવા ચાલ્યા જાય છે જ્ઞાનીઓ આ સસારને દારૂના પીઠાની, અને સંસારી આત્માઓને દારૂ પીનારની ઉપમા આપે છે. સસારી આત્માઓમા, એક ઇન્દ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા ત્રણ ઇન્દ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા તથા પાચ ઇંદ્રિય વાળા તમામ જીવો આવી જાય છે.

**સંસાર તે દારૂનુ પીઠુ**

સંસાર રૂપ મદિરા શાળામાં પાંચ ઇન્દ્રિયો તથા વિષય કષા યને ભાપણ મળે છે. જેથી મદિરાના નશામાં સંસારી જીવ મદોન્મત્ત અનુભવાય છે. કેટલાક એક ઇન્દ્રિયવાળા સ્થાવર જીવો તે દારૂના નશામા એટલા બેભાન છે કે, તે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરી શકતા નથી તે વિશેષમાં પોતાની કાયાને પણ હલાવી શકતા નથી.

બે ઇંદ્રિયવાળા જીવો આખો દિવસ ઢીંચી ઢીચીને દારૂ પીધાજ કરે છે, ને તે માટે રાત્રિ દિવસ દોડધામ કરે છે. તેઓ દારૂના મદમાં સુંઘતા નથી, જોતા નથી, સાંભળતા નથી, ને વિચાર પણ કરી શકતા નથી. ત્રણ ઇંદ્રિયવાળા જીવો દારૂ ઢીચવા ઉપરાંત દારૂની ગધ સુઘ્યા કરે છે. ચાર ઇંદ્રિયવાળા જીવો દારૂ ઢીંચે સુંઘે છે. તે ઉપરાંત દારૂના પીઠા જોયા કરે છે, તે માટે ફરતા ફરે છે, તથા ઉડયા કરે છે

પાંચ ઇંદ્રિયવાળા જીવો, પાંચે ઇંદ્રિયોથી દારૂનુ સેવન કરે છે ને તેઓ એટલા મગ્ન છે કે તેમના મન મરી ગયા છે (અસંજ્ઞી પંચેદ્રિય) નારકીના જીવો દારૂના નશામાં પરસ્પર લડે છે ઝઘડે છે, છેદાય છે ને ભેદાય છે, આદિ વિવિધ વેદના સહન કરે છે.

પશુપક્ષીઓ દારૂના નશામાં પોતાના હિતાહિતનો વિચાર કરી શકતા નથી, તથા માતા બેન તથા પુત્રી સાથે પણ વ્યભિચાર કરવામાં લેશ માત્ર શરમાતા નથી મુખથી બરાડા પાડયા કરે છે, રાખમાં લોટયા કરે છે ગટર કીચડ અને ગન્દા પાણીમાં પડી રહે છે કેટલાક પાણીમા ડુબકીઓ મારે છે કેટલાક ઉચે આકાશમા ઉડે છે પરસ્પર લડી મરે છે ને અત્યંત આકરા કષ્ટ ભોગવે છે.

કેટલાક માનવો દારૂના ઘેનમાં પોતાનું ભાન ભૂલેલ તદ્દન જડ જેવા પડયા રહે છે, જમીન પર આલોટયા કરે છે મળ મૂત્ર લોહી, પરૂ, રાદ, હાડ, માસ, પીત્ત કફ અને વમન આદિ અશુચિમાજ પડયા રહેવામાં આનંદ માને છે ને તેવુંજ ભોજન કરે છે, તેનેજ પીવે છે. તેમની સંખ્યા અસંખ્યાત છે, ને તે સમૂર્ચ્છિમ મનુષ્ય કહેવાય છે. કેટલાક માનવો માત્ર થોડી સંખ્યાવાળા છે, તેઓ દારૂના નશામા નાચે કુદે છે, ખડખડાટ હસે છે. ગાયન કરે છે, નશામા મોટાં મોટા ભાષણો કરે છે નકામા રખડે છે, દોડે છે હાડ, માસ, લોહી, રાદ, મળને મૂત્રની પુતળી તથા પુતળાં પરસ્પર એક બીજાને ચાટે છે, સ્પર્શ કરે છે, થુકના ભરેલ મુખ તથા ગાલને ચાટે છે, આંખને ચાટે છે, નાક તથા કાનને ચાટે છે, તથા માંસના ટુકડાને પણ અમૃતનો પીંડ માની તેને ચાટે છે, ને તેને ગ્રહણ કરે છે. સમજુ માણસને શરમ આવે તેવું વર્તન રાખે છે અનેક પ્રકારના ચાળા કરે છે. અસત્ય, ચોરી, વ્યભિચાર તથા વિષયને કષાયમય ૧૮ પ્રકારના પાપમાં પ્રવૃત્તિ કરે છે. નીચ પ્રવૃત્તિ કરતાં પણ શરમાતા નથી ગજપુરૂષો દ્વારા તે પકડાય છે, ને દંડાય છે. સજા પામે છે છતાં દારૂ પીવામાં પાછી પાની કરતા નથી

વળી બીજા ચાર પ્રકારના જીવો કે જેઓ દેવતા કહેવાય છે, તેઓ વિચિત્ર પ્રકારે દારૂના નશામાં છે. તેઓ દારૂના નશામાં પોતાની આંખ ટચકારતા નથી જમીનથી અધ્ધર ચાલે છે, આખો દિવસ ગાન તાન, નાટક ચેટક કર્યા કરે છે નાચે છે, કુદે છે, હસે છે ને રડે છે મદિરામાં મસ્ત થઇને અન્યોન્ય ઇર્ષા તથા દ્વેષ કરે છે

કેટલાક મહાપુરૂષો દારૂના પીઠામાં રહેવા છતાં લેશ માત્ર દારૂ પીતા નથી, સુંઘતા નથી, જોતા નથી, તેનો અવાજ સાભળતા નથી ને તેનો સ્પર્શ માત્ર પણ કરતા નથી. સર્વથા તે પ્રવૃત્તિથી રહિત રહે છે તે સાધુ મુનિરાજ આદિ ઉત્તમ મહાપુરૂષો જાણવા. કેટલાક મહાપુરૂષો દારૂનું પીઠું ત્યજી પોતાના મૂળ સ્થાને પરમ સુખમય સ્થાનમાં ચાલ્યા ગયા છે, તે સિધ્ધના જીવો. ઉપર પ્રમાણે જીવો એકેક ક્રમમાંથી આગળ વધતા પોતાની દારૂની માદકતાની શક્તિ વધારતા જાય છે જ્ઞાની પુરૂષો દારૂનો નશો ન કરવા માટે પરોપકારી ભાવનાએ અવારનવાર સમજાવે છે, પણ દારૂનો પીધેલો, દારૂનો સુંઘેલો, દારૂનો ખાધેલો, દારૂનો સ્પર્શેલો જેના તમામ રોમરોમમાં દારૂનાજ પરમાણુ છે, તે જ્ઞાનીના વચનનો પરમ અનાદર અને તિરસ્કાર કરે છે સસારરૂપી મદિરાશાળા એટલી બધી લાબી તથા પહોળી છે કે, તેની આદિ તથા તેનો અંત પણ જણાતો નથી. આવી અપાર મદિરાશાળામા સસારી જીવ અનંત કાળ થયા મદોન્મત્ત થઇ ભટકયા કરે છે, ને અપાર પીડા ભોગવે છે કોઇ પુણ્યશાળી જીવોજ આ મદિરાશાળાના મોહમાથી મુક્ત થઇ પોતાના મોક્ષ મંદિર માટે પગલા ભરે છે

**સંસારાસક્ત જીવોની મનોદશા**

કોઇ દયાળુ વૈદ્ય ગલી ગલીના ઘરોમાં પ્રવેશકરીને સાજા તથા માંદા તેમ તમામની નાડી તપાસે, અને સેવા ભાવે અમૂલ્ય દવા આપે તો લોકો તેનો ધંધો ચલાવવાની જાહેરાત માને ને તેના દવા પર વિશ્વાસ ન કરે; તેમ જ્ઞાની પુરૂષો દયા કરી ઉપદેશ આપે, તો અજ્ઞાની તેમાં તેમનો સ્વાર્થ સમજે છે ને તેમના વચનનો અનાદર કરે છે ભૂંડ મિષ્ટાનનો સ્વીકાર ન કરે. તેની પાસે મેવા મીઠાઇ મુકવામાં આવે તો તે અજ્ઞાની ભૂંડ સમજે છે કે આ પાપી મારૂં અમૃત ભોજન (વિષ્ટા) ઉપાડી લેશે, તેવી કલ્પના કરી તેને કરડવા દોડે છે, તેમ અજ્ઞાની સંસારી જીવોને વિષય કષાય, આરંભ *પરિગ્રહ આદિ વિષ્ટાથી પણ અનંત મલીન પદાર્થ ત્યજવો ગમતો નથી તેથી તે માટે ઉપદેશ આપતા વકતાનો પણ વિરોધ કરે છે. તેમને જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીલ, તપ તેમજ શુભ ભાવના આદિ અમૃત ભોજન પીરસવામા આવે, તો તેને વિષ ભોજન માની તેનો અનાદર કરે છે અજ્ઞાની બાળજીવોને જ્ઞાનીના વચન પર વિશ્વાસ આવતો નથી કદી વિશ્વાસ આવે છે. તો પોતાના કષાય, આરંભ ને પરિગ્રહની રક્ષા કરી, સ્વર્ગ યા મોક્ષ મળતું હોય તો તે લેવા માટે તે વિચાર કરે છે. જ્ઞાનીના વચનને તે વચનથી મિથ્યા કહેતો નથી તેટલો તેનો ઉપકાર માનવો રહ્યો બાકી વર્તનથી તો તેને જ્ઞાનીનાં વચન હળાહળ વિષસમ અનુભવાય છે.

વ્યાખ્યાનમાં અનેક વિષયો આવે છે વિષયી શ્રોતા જ્યારે વ્યાખ્યાન સાંભળે છે, ત્યારે તેનુ મન વ્યાખ્યાનમા વિષયમાં પરોવાય છે, ને વકતા જ્યારે ધનની અસારતા જણાવે ત્યારે તેને ઉધરાણી

* પાપકારી ક્રિયાઓ

યાદ આવે છે. દાનનો ઉપદેશ સાંભળે છે, ત્યારે તેને લેણું યાદ આવે છે. બ્રહ્મચર્યનો ઉપદેશ સાંભળે છે, ત્યારે પોતાનું યા પોતાના પુત્ર–પુત્રીનું લગ્ન સાંભળે છે. તપનો ઉપદેશ સાંભળે છે ત્યારે જમણવાર યાદ આવે છે પવિત્ર ભાવના રાખવાનો ઉપદેશ સાંભળે છે ત્યારે કચેરીના કાળા દાવા યાદ આવે છે. આ પ્રમાણે ઉપદેશથી વિપરીત દિશામાં તેનું મન ભ્રમણ કરે છે. જેથી તેને ઉપદેશની લેશમાત્ર અસર થવા પામતી નથી. ભરેલા ઘડામાં પાણી નાખવામાં આવે તો તે ઉપર થઇ ચાલ્યું જાય છે, તેમ, જે હૃદયમાં વિષય કષાયના તત્વો ભરેલ છે, તેમાં આત્મ કલ્યાણનાં તત્વો કેવી રીતે ટકી શકે ? ઉલટું ધર્મ તત્વમાં પણ વિષય કષાયના તત્વ મેળવીને તેને પણ વિષ–મય બનાવે છે.

પોતાના સર્વસ્વના ભોગે પણ ધર્મોપદેશ સાંભળે છે તે સુસાધ્ય-રોગી છે. પોતાની અનુકુળતાએ ધર્મોપદેશ સાંભળે તે કષ્ટ સાધ્ય રોગી સમાન છે, ને જે માત્ર લોક વ્યવહાર સાચવવા માટે ધર્મોપદેશ સાંભળે છે તે અસાધ્ય રોગી છે.

મીઠાઇ ખાતા ખાતાં વચમાં ચટણી, મરચું, લીંબુ તથા શાક ખાવાનું મન થઇ જાય છે, તેમ ધર્મ ઉપદેશ સાંભળતા સાંભળતાં પણ, વિષય વાસના પ્રત્યે મન ચાલ્યુ જાય છે સમડી આકાશમાં ઉંચે ઉડે છે છતાં તેની દૃષ્ટિ તો જમીન પર પડેલા સડેલા માસને શોધવાની રહે છે. તેમ ધર્મ ઉપદેશ શ્રવણના આકાશ માર્ગે ચાલવા છતા, પણ દૃષ્ટિ તો સંસારના વિષય કષાયના પ્રસંગોમાંજ ભમ્યા કરે છે અપથ્ય પર પ્રેમ હોય તેને ઔષધ લાગુ ન પડે,

રોગનાં ત્રણ પ્રકાર છે સુસાધ્ય ( સહેલાઇથી મટી જાય ) કષ્ટ સાધ્ય ( મહેનતે મટે ) અને અસાધ્ય ( મટે નહિ તે )

તેમ વિષય કષાય પર પ્રેમ હોય તેને જિનવાણી ન રૂચે. ચોર સિપાઇની સમક્ષ શાહુકાર જેવુ વર્તન રાખે, પણ સિપાઇના અભાવમા પુન ચોરી કરવાનો ધંધો, ને ત્યાથી નાસી જવાનો વિચાર કરે; તેમ અજ્ઞાની જીવ ધર્મ સ્થાનકમા ધાર્મિકતાની સભ્યતા રાખે છે, પણ ધર્મ ઉપદેશ શ્રવણ અને ધર્મ સ્થાનના અભાવે પુનઃ વિષય કષાયમા દોડાદોડ કરે છે રોગાદિ સમયે ધર્મ ભાવનાનો વિચાર કરે છે, પણ રોગના અભાવે વિષય કષાયમા લીન બને છે.

માનવ પાસે આયુષ્ય રૂપ વાસણ છે, તેમાં તે નિત્ય ગુણ તથા દોષ ભરે છે. બજારની વસ્તુ ખરીદવા માટે ધનની આવશ્યકતા છે, તેમ સસારના બજારમાં સુખ તથા દુખ ખરીદવા માટે પુણ્ય તથા પાપના ધનની આવશ્યકતા છે. ધર્મના શરણ વિના આત્મા પરમ ભિખારી છે

વિષય કષાયી ભિખારી આત્માને મોટું પેટ છે, અને તેમાં અનતકાળ થયા વિષય ભોગ ભરતો આવ્યો છે. છતાં તેનું પેટ ભરાતુ નથી વિષય કષાયના યોગે આત્મા બુદ્ધિહીન બન્યો છે. અનંતકાળ થયાં, વિષય ભોગથી અનત દુખ પામવા છતા, તે સુખ માટે લેશ માત્ર વિચાર કરી શકતો નથી મન, વચન અને કાયાના અશુભ યોગ છે તે ધર્મ ધનને લુટનાર છે, છતાં તેને કમાઉ દીકરા તરીકે માની તેનો સત્કાર કરવામા આવે છે. સ્ત્રી–પુત્ર ને ધન તે આત્મા માટે અનતકાળ સુધી સંસારમા બાંધી રાખનાર બધન છે, છતાં તેને મુક્તિનાં કારણ માની તેના પર અત સ્નેહ રાખવામાં આવે છે. આવી મનોદશાને લીધે સસારી અનતકાળ થયા, અનંત સસારમા જીવ ભ્રમણ કરે છે.

આ રીતે સંસારી જીવોની મનોદશાનો આબેહુબ ચિતાર સમજ્યા પછી, આપણે જોઇ શક્યા કે, મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને મન, વચન, કાયાના અશુભ વ્યાપારો તે પાંચ પ્રકારના બંધન છે. મન, વચન અને કાયા તે આત્માના યંત્રો છે, ને તે યંત્રોદ્વારા કર્મ બંધ થાય છે મન, વચન અને કાયાની પ્રવૃત્તિમા જ્યાં કષાય અનુભવાય, ત્યાંથી શોધીને તેને કાઢી નાખવુ, તે અબંધ દશા. મન, વચન અને કાયાની પ્રવૃત્તિથી કર્મ બંધનનો વધારો થાય તો તેની પ્રાપ્તિ નિરર્થકજ છે

આત્મા પોતાનેજ બાંધે છે, ને પોતાનેજ છોડે છે જેટલો પુરૂષાર્થ કર્મ બંધવા માટે કરવામાં આવે છે, તેટલો પુરૂષાર્થ કર્મ તોડવા માટે કરવામા આવે, તો આત્મા શીઘ્ર કર્મથી મુક્ત થઇ શકે કર્મ બાંધવાનો પુરૂષાર્થ તે અવળો પુરૂષાર્થ છે, ને તોડવાનો પુરૂષાર્થ સવળો પુરૂષાર્થ છે.

ઘોડાને દોડતો રાખવા માટે, તેનો માલીક તેના ગળામા તથા પગમા ઘુઘરા ઘાલે છે, માથે કલગી ઘાલે છે, મુખ પાસે તોબરો, ચણા તથા લીલુ ઘાસ રાખે છે, ને દોડાવવા રંગીન ચાબુક રાખે છે આવાં પ્રલોભનોને લીધે ઘોડો ગાડીમાં બંધાય છે, તેમ સંસારી જીવ સ્ત્રી, પુત્ર, કુટુંબ, બાગ, બંગલા ગાડી, ઘોડા મોટર તથા સોના, ચાંદી, હિરા, તથા માણેકના ટુકડાના પ્રલોભને આ ભવમાં સંસાર રૂપ ગાડીના બંધનમાં બંધાઇ ચોરાસી લાખ જીવાયોનિમાં અનંત કાળ સુધી ભવભ્રમણ કરે છે.

હવે કર્મબંધ વિષે આટલુ જાણ્યા બાદ 'કર્મના" ગહન વિષય વિષે કાંઇ વિચાર કરવાની જરૂર છે. જગતમા, હાલમાં કેટ-

લાક પ્રાણીઓ સુખી અને કેટલાક દુખી દેખાઇ રહ્યા છે, તે તેમના કરેલા કર્મનુંજ પરિણામ છે

ભાવ કર્મ તે રાગદ્વેષના પરિણામ અને દ્રવ્ય કર્મ તે કર્મપુદ્દગલનુ આત્મા સાથે એકમેક થવુ તે. પ્રથમ ભાવ-કર્મ પછી દ્રવ્યકર્મ. કર્મ પરિણામ રાજા સમાન છે તેની આજ્ઞાથી ચોરાસી લાખ જીવાયોનિમા જીવો ભમ્યા કરે છે. કર્મ મદોન્મત્ત રાજા છે તે કોઇની પણ પ્રાર્થના સાંભળતો નથી તે તો માત્ર પોતાનુ ધાર્યુ કરે છે કર્મ પ્રાર્થના નમ્રતા, ક્ષમા આદિ કોઇ પણ તત્વને મહત્વ આપતો નથી તે તો પોતાની ફરજ બજાવવામાં જ મસ્ત છે કર્મ રાજા દુ:ખના દુખને સભળવા તથા જોવા માટે બહેરો તથા આંધળો છે, કર્મ રાજા જગતના જીવોને તૃણ સમાન માને છે, તેનામાં દયા નથી, પણ ન્યાય છે ન્યાયવિના એક પણ પગલું તે ભરતો નથી તે નિષ્પક્ષપાતપણે ન્યાય કરે છે કર્મની આજ્ઞાનુ પાલન સર્વને અપ્રમત્ત દશાએ (કોઇ પણ જાતના પ્રમાદ વગર) કરવું પડે છે, તે માટે કોઇ પણ સ્થાને અપીલ થઇ શકતી નથી આ તેની છેલ્લી કચેરી છે. તેનો આવેલ ફેસલો કોઇપણ કાળે, કોઇ પણ સયોગોમા બદલી શકાતો નથી. કર્મની કચેરીમા લાચ કે સિફારસ ચાલતી નથી શિક્ષા ભોગવવાને યોગ્ય છે કે અયોગ્ય, તેનામા શકિત છે કે નહિ, તે સહન કરી શકશે યા નહિ, તેનો લેશ માત્ર વિચાર કર્યા સિવાય સજા ફરમાવી દે છે. કર્મ રાજા માને છે કે બાંધવાની શકિત હતી તો ભોગવવાની શકિત કેમ ન હોય ? ઉધાર લીધેલાં નાણાં વ્યાજ સહિત ચુકવવાજ જોઇએ

કર્મનું રાજ્ય વિશાળ છે. વિવિધ સ્થાને વિવિધ રૂપમાં અદલા બદલી કરે છે, કર્મ વિવિધ પ્રકારના રૂપો ધારણ કરાવી, જીવને

સુખી તથા દુઃખી બનાવે છે કર્મ વિવિધ જીવાયોનિમાં વિવિધ વેષ ધારણ કરાવે છે આ વિશ્વ તે આ જીવની કર્મદ્વારા તેની આજ્ઞા પ્રમાણે નાચવાની રંગભૂમિ છે. મોક્ષ સિવાય સર્વત્ર કર્મનું સામ્રાજ્ય છે

ટકોરો તથા તેના અવાજને જુદા પાડી શકાતા નથી, તેમ કર્મ તથા તેના પરિણામને પણ ભિન્ન પાડી શકાય નહિ કર્મ તે વર્તમાનમા છે અને તેના પરિણામ તે ભાવીમા છે વર્તમાન, ભૂત અને ભવિષ્ય એકજ કાળના ત્રણ અભિન્ન ટુકડા છે. તેમ કર્મનુ પ્રેરક કારણ, કર્મ અને કર્મના પરિણામ એકજ પ્રવૃત્તિના ટુકડા છે

સમાજ, સરકાર અને રીતિના નિયમો નથી પણ આજ્ઞાઓ છે આજ્ઞાઓ તુટી શકે છે પણ નિયમો ન તુટી શકે કુદરતના નિયમો અચળને સર્વકાલિન છે તેમ કર્મના નિયમો પણ અચળને સર્વકાલિન છે, તેમાં પરિવર્તન થઇ શકે નહિ સમાજ તથા ગન્યના નિયમને માનવ તોડી શકે છે, પણ કર્મના નિયમને તોડવા માટે કોઇ પણ સમર્થ નથી. કર્મ અમુક કાર્ય કરવાની તથા ન કરવાની ફરજ પાડતું નથી, પણ જેવુ જોઇએ તેવું કરો તેમ જણાવે છે. ઘઉ જોઇએ તો ઘઉ વાવો અને જવ જોઇએ તો જવ વાવો. પસંદગી બેમાથી એકની તમારે કરવાની છે વાવેલ પ્રમાણે ફળ મળશે, તેમાં લાખો ઉપાય કરવા છતા પણ પરિવર્તન થનાર નથી

જેમ રેલ્વેના ડબામા ઇરાદાપૂર્વક બેસાય છે, તેમ પોતાને પસંદગીની નર્ક તિર્યંચ આદિની ગતિ આપણે પોતેજ માગી લઇએ છે ત્યા કર્મ આપણને બળાત્કારે લઇ જતુ નથી સ્વેચ્છાએજ ત્યાં જવાય છે અને સ્વેચ્છાએજ ત્યાં જવાની સામગ્રી એકત્ર કરાય છે

નિત્ય તે ગતિ પ્રત્યે અપ્રમત્ત યોગે (પ્રમાદ વગર) ગમન થઇ રહ્યું છે, પણ અજ્ઞાનના યોગે અજ્ઞાનીને પોતાના ગમનની ક્રિયાનું ભાન રહેતુ નથી. આપણી મરજી વિરૂદ્ધ કર્મ આપણને કોઇ પણ ગતિમા લેઇ જવા માટે સમર્થ નથી માગ્યા વિના કાંઇપણ ન મળે તે ન્યાયે જેવી ગતિ માગીએ છે તેવીજ ગતિ મળે છે પોતે શુ માગી રહ્યો છે તેનું અજ્ઞાનના યોગે લેશ માત્ર ભાન નથી આપણી મરજી વિરૂદ્ધ એક પણ પ્રવૃત્તિ કરવા માટે કર્મ સર્વથા અસમર્થ છે .

માનવ જે માટે લાયક ન હોય તેવા પ્રકારનું સુખ યા દુઃખ તેને મળી શકતુ નથી તેને પોતાની યોગ્યતાનુસારજ સુખ તથા દુઃખ મળે છે શુળી તથા ફાંસીએ ચઢનાર, તોપના મુખે ઉભો રહેનાર, શમશેરથી કપાનાર, અગ્નિમાં કે પાણીમાં મૃત્યુ પામનાર, પોતાની કૃતિનુંજ ફળ પામે છે તેને વાવેલ બીજ પ્રમાણે ફળ મળી રહ્યું છે.

પોતે કર્મ કરેલ ભૂલી જાય, યા કુદરતના ઘરમાં અંધેર માની ફાવે તેવી પ્રવૃત્તિ કરે, પણ કુદરતના કર્મના ચોપડામા કાના, માત્રનો પણ તફાવત થતો નથી પોતેજ પોતાની મેળે આંધળા, બ્હેરા, લુલા, મુંગા અને કોઢીયા બનેલ છે, અને નવા બની રહ્યા છે. તેમને તેમના પોતાના સિવાય અન્ય કોઇ બનાવતુ નથી, પોતાની અયોગ્ય કૃતિ (કર્મ) સિવાય ઇંદ્ર પણ કીડીનો વાળ વાંકો કરવા માટે પણ સમર્થ નથી.

કર્મનો ઉદય થવો તે કર્મની પકવ દશા છે, અને તે પૂર્વની સામગ્રીમાથી જ વિકાર રૂપે ફળ ઉત્પન્ન થાય છે. વાવેલજ ઉગે છે. નવું કંઇ બન્યુ નથી અને બનનાર નથી, થવાનુ હતું તેજ થયું છે નવુ કંઇ પણ થયુ નથી કર્મ તે કઠોર દંડ આપનાર કોઇ

દેવ નથી પણ તે તો કેવળ કુદરતનો કાયદો છે સારા કામ બદલ ઇનામ અને ખરાબ કામ બદલ દંડ કર્મ આપતું નથી, પણ આપણે પોતે પોતાના હાથે માગી લઇએ છીએ. સારા કાર્યો આપણે સુખાનુભવ કરાવે છે અને નરસા કર્તવ્ય દુઃખાનુભવ કરાવે છે. આપણા ઇનામો અને શિક્ષાઓના ઉત્પન્ન કર્તા આપણે પોતે જ છીએ દુર્ગતિમાં યા સદ્દગતિમા આપણને કોઇ પરાણે લઇ જતું નથી આપણે પોતે ઇરાદાપૂર્વક ત્યાં જઇએ છે, આત્મા પોતાની વાસના રૂપ ક્ષુધાને તૃપ્ત કરવા માટે તલસી રહ્યો છે, અને જ્યા સુધી યોગ્ય સ્થાનમાં જઇને ક્ષુધાની તૃપ્તિ ન આવે ત્યાં સુધી તે ક્ષુધા અથવા વાસના નિવૃત્ત થતી નથી સ્ત્રી, પુત્ર તથા ધનની ઉપાધિ કોઇ સેતાને તમારા ગળામાં નાખેલ નથી, તમે તેને પ્રેમ પૂર્વક સ્વીકારી છે, તેમ ભવિષ્યની ગતિ પણ પ્રેમપૂર્વક સ્વીકારી રહ્યા છો અને તે બદલ સહર્ષ નાણાં ભરી રહ્યા છો પોતાની મરજી વિરુદ્ધ કોઇ એક તસુ પણ ખસેડવા માટે સમર્થ નથી. દુર્ગતિ પણ આપણને પરાણે લઇ જતી નથી. આપણે દુર્ગતિમાં લઇ જનાર કારણોની તથા સાધનોની ખુશામત કરીએ છીએ અને તે માટે યોગ્ય સામગ્રી એકત્ર કરીએ છીએ, ત્યારે તે આપણને આપણી ગરજે ત્યા લઇ જાય છે. આપણી આજીજી, દીનતા, પ્રાર્થના અને ઘણા કાળની ભાવનાના ફલિતાર્થે દુર્ગતિનો સમાગમ થાય છે, તેવીજ રીતે સદ્દગતિ માટે પણ સમજવું. દેવતા ઉપર આંગળી મુકી અને દાઝયા, ફોલ્લો થયો તે પીડા ભોગવવી તેમાં દેવતાનો દોષ નથી તેમ કર્મ પણ નિર્દોષ છે. પોતેજ પોતાની મેળે શિક્ષા વહોરી લે છે, ફોલ્લો અગ્નિમાં હાથ ન મુકવા સાવધાન કરે છે, તેમ કર્મ પણ આપણને પ્રત્યેક સમયે સાવધાન બનાવે છે. ને તો દીવા-દાંડી સમાન આપણા માટે ઉપકારક છે.

કર્મ દયા કરીને વિષયીને રોગી બનાવે છે, અન્યથા વિશેષ પાપ કરી દુર્ગતિમા જાય પતંગ પાસેથી દીવો ઉપાડી લેવો તે તેના પર ઉપકાર છે, તેમ વિષયીને, કર્મ, રોગી બનાવી તેના પર ઉપકાર છે લજ્જાળુ ચોર બેડીથી શરમાય છે, ત્યારે અજ્ઞાની કર્મ રૂપ બેડીના બંધનને વધારી પરમ પ્રસન્નતા વેદે છે

વિશ્વના તમામ પ્રસંગો કર્મનો સાક્ષાત્કાર બતાવે છે. શરીરનો મેલ દુ:ખદાયી છે તો આત્માનો કર્મ રૂપી મેલ કેટલો દુ:ખદાયી હોય તે સરળતાથી સમજી શકાય તેમ છે

શરીર રૂપ વાસણમાં નાંખેલ અન્ન, વાત–પિત્ત, કફ, હાડ–માંસ લોહી, પરૂ, મળ અને મૂત્ર બને છે તેમ એક સમયે બાંધેલ કર્મ સાત પ્રકારે વહેંચાઇ જાય છે જીવ રૂપ કાવડિયો શરીર રૂપ કાવડ, કર્મ રૂપ ભાર ભરી ચોરાસી લાખ જીવાયોનિમાં અનંત કાળ થયાં પરિભ્રમણ કરે છે,

કર્મ વિશેષ તેમ વિશેષ સંકુચિત કાયા (નિગોદાદિ) કર્મ ઓછાં થતાં જાય તેમ કાયાનુ સંકુચિતપણુ દૂર થઇ જાય નિર્બળ આત્મા કર્મથી પરાજય પામે છે, સબળ તેને હરાવે છે.

ગમે તે ઉદયમાન કર્મ નિમિત્ત મેળવી આપે છે, પણ તેમ કરવા માટે આત્માને પ્રેરણા કરતા નથી પ્રેરણા કરે તો આત્મા પાસે આત્માનું પોતાનુ સામર્થ્ય ન ગણાય. નિમિત્તની સત્તાને સ્વાધીન થનારનું પતન થાય છે. નિમિત્તને સ્વાધીન ન થનાર પરમ પદને પ્રાપ્ત કરી શકે છે. બળવાન આત્મા નિમિત્તોને ફેંકી દે છે અને નિર્બળ તેને સ્વાધીન થાય છે એક સમયનો વિજય તે અનંત સમયનો વિજય છે, અને એક સમયની હાર તે શાશ્વત હાર છે વડના બીજનો

વડવૃક્ષ થયા પછી, વિજય દુષ્કર છે વર્તમાનમાં તો માત્ર વડના બીજનોજ વિજય કરવાનો છે. બીજ જેવાં નાના કર્મોથી હારનારને પુનઃ વડ સાથે યુદ્ધ કરવા તૈયાર થવું પડશે જ્ઞાની કર્મ નિમિત્તે લલચાય નહિ માત્ર અજ્ઞાનીજ લલચાય છે. અજ્ઞાની કર્મયોગે તૃણવત્ જ્યાં ત્યાં ઉડયા કરે છે, અને જ્ઞાની પોતાના સ્વરૂપમા એકવત્ સ્થિર રહે,

આશ્ચર્યનો પાર નથી કે ભૂતકાળનાં કર્મ ભોગવાય છે છતાં નવા કર્મ બાધવામાં પ્રમાદ કરવામાં આવતો નથી કર્મના નિયમોને વિશ્વ સમજે યા ન સમજે છતાં, તે પોતાનું શાસન વિશ્વ પર ચલાવ્યે જાય છે, અને વિશ્વને તેને આધીન થવું જ પડે છે. જન્મ મરણ તે બાંધેલ કર્મ ભોગવવાના દ્વાર છે અને તે દ્વારા એક લોકમાંથી બીજા લોકમાં જઇ શકાય છે

મકાન બાધવામાં જેટલી મુશ્કેલી છે, તેટલી તેને તોડવામાં પ્રતિકુળતા નથી તેમ કર્મ બાંધવામા જેટલુ કષ્ટ છે, તેટલું તોડવામા કષ્ટ પડતું નથી બાળક ભય પમાડે તો માબાપ ન પામે, તેમ કર્મ પોતાનાં બાળક છે તેને આપણે જન્મ આપ્યો છે આવા સયોગોમાં તેનાથી સમજુ તો ભય ન જ પામે. કર્મ બાંધવામા અનંત કાળ ગયો, તેને તોડવામાં તેટલા સમયની જરૂર નથી, કારણ આત્મા કર્મથી અનંત બળવાન છે

**કર્મના ભેદ** આવા કર્મ ૮ છે, અને તેનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

**(૧) જ્ઞાનાવરણીય**—તે કર્મ આંખે પાટા બાંધ્યા સમાન છે જેમ કોઇ મનુષ્યે આખે પાટા બાધેલો હોય તો તે તેની આસપાસની વસ્તુઓને જાણી શકતો નથી, તેમ

રીતે જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનને પ્રગટ થવા દે નહિ જગતમાં, કેટલાક માણસો બુદ્ધિમાન અને કેટલાક બીલકુલ બુદ્ધિ વગરના છે તે આ જ્ઞાનાવરણીય કર્મના પ્રતાપે છે.

) **દર્શનાવરણીય:**—આ કર્મનો સ્વભાવ એવો છે કે તે માનવને ( પ્રાણીને ) વસ્તુનુ શુદ્ધ સ્વરૂપ દેખવા દે નહિ, તેના ઘણા પ્રકાર છે, જેમા ઉંઘ બહુ આવ્યા કરે, હાલતા ચાલતા ઉઘ આવ્યા કરે એ મુખ્ય છે.

૩) **વેદનીય કર્મ:**—આ કર્મથી માનવ વેદના (દુઃખ) પામે છે. તે વેદના બે પ્રકારની છે. શાતા વેદનીય અને અશાતા વેદનીય. શાતા વેદનીય તે દુ:ખ શાંતિપૂર્વક સહન કરાવે અને અશાતા વેદનીયમાં માનવ દુખાનુભવ કરે.

૪) **મોહનીય:**—કર્મનું સ્વરૂપ વિસ્તારથી આગળ વિચારવામાં આવશે કારણ મોહનીય કર્મ એ મુખ્ય કર્મ છે.

(૫) **આયુષ્ય કર્મ:**—માનવો તથા પ્રાણીઓનું જુદું જુદું (લાબુ ટુંકુ) આયુષ્ય હોય છે, તે આયુષ્ય કર્મને આભારી છે.

(૬) **નામ કર્મ:**—શરીરના રૂપ રગ તથા સ્વરૂપ, જુદા જુદા પ્રકારના માલમ પડે છે, તે નામ કર્મને લઇને થાય છે.

(૭) **ગોત્ર કર્મ:**—પ્રાણીઓ ઉચ્ચ અથવા નીચ ગોત્રમાં જન્મ લે છે, તે આ કર્મને લીધે છે

(૮) **અંતરાય કર્મ:**—તમે અમુક વસ્તુઓની ઇચ્છા કરો છો, તે માટે પુરતા પ્રયત્નો કરો છો, છતા તે મેળવી શકતા નથી, તે આ કર્મને પ્રતાપે છે

જ્ઞાનીઓ આ આઠ કર્મને બે ભાગમાં વહેંચી નાખે છે (૧)ઘાતી કર્મ (૨) અઘાતી કર્મ. જે કર્મ પ્રયત્નથી નાશ પામે તેને ઘાતી કર્મ કહે છે, અને જે પ્રયત્નથી નહિ પણ, તેની સ્થિતિ પુરી થયે નાશ પામે છે તેને અઘાતી કર્મ કહે છે ઉપર જણાવેલા આઠમાંથી, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મ ઘાતી કર્મ છે બાકીના ચાર કર્મ અઘાતી છે. ઘાતી કર્મનો સંબંધ આત્મા સાથે છે, અઘાતી કર્મનો સંબંધ શરીર સાથે છે. ઘાતી કર્મ જેટલાં મોટાં છે, તેટલાજ નાનાં છે, કારણ ઘાતી કર્મ ક્ષય થાય છે, પછી અઘાતી કર્મ ક્ષય થાય છે ઘાતી કર્મ યત્નથી નાશ થઇ શકે છે. જ્ઞાન ન આવડતું હોય તો પ્રયત્નથી શીખી શકાય છે દર્શનાવરણીય નિદ્રા આવતી હોય તો યત્ન કરવાથી ઉડાડી શકાય છે. મોહનીય કષાયનો ઉદય હોય તો ભાવના ભાવવાથી યા દૃઢનિશ્ચય કરવાથી કષાય રોકી શકાય છે. પુરૂષાર્થથી અંતરાય કર્મનો પણ નાશ થઇ શકે છે, ત્યારે અઘાતી કર્મ વેદનીય આદિ તે ભોગવવા પડે છે. ભાવના ભાવવાથી વેદનીય નાશ ન થઇ શકે, આયુષ્યમાં વધઘટ થઇ ન શકે, નામ કર્મ, શરીરના રૂપરંગ તથા સ્વરૂપમાં પણ પરિવર્તન થઇ ન શકે, ગોત્ર કર્મ નીચકુળમા જન્મેલ ઉચ્ચ કુળનો ન જ ગણી શકાય. આ રીતે ઘાતી કર્મનો નાશ સ્વાધીન અને શીઘ્ર થઇ શકે તેવો છે, ત્યારે અઘાતી કર્મ તો ભોગવવાંજ પડે છે. આયુષ્ય કર્મની પ્રકૃતિ તેજ ભવમાં વેદાય, શેષ કર્મની પ્રકૃતિ તેજ ભવમા તથા અન્ય ભવમાં પણ વેદાય છે.

વેદનીય કર્મ પ્રસિધ્ધ છે, અને તે ભોગવવાનું નજરે જોઇ શકાય છે, રોગ તથા સંકટ પૂર્વ બાંધેલા વેદનીય કર્મને લઇનેજ આવે છે

રોગ કાળો પડદો ઓઢીને આવે છે, પણ તેની અંદર આત્મ જાગૃતિનો ચંદ્રમાનો પ્રકાશ ઝબકી રહ્યો છે. રોગ સંસારને અસાર તથા શરીરને ક્ષણિક સમજાવે છે રોગ તે ભૂતકાળની મલીનતાનુ-પાપનુ વિશોધન છે રોગ તે ભવિષ્યકાળ માટે આત્મોન્નતિનો અરુણોદય છે રોગ તે આપણી મોટામા મોટી સેવા બજાવે છે. ખેતીની પ્રગતિ માટે ખાતર ઉપયોગી છે, તેમ માનવની પ્રગતિ માટે રોગ ઉપકારક છે, રોગ સસાર સ્વપ્નનો ભગ કરનાર પરમ ઉપકારક છે. રોગ અને દુ.ખના લાત પ્રહારો સસાર કારાવાસથી તથા મોહથી મુક્ત થવા ચેતાવે છે તેથી રોગ આવે ત્યારે બુમાબુમ નહિ કરતા તેને શાંતિથી વેઠી લેવો જોઇએ.

હે રોગ, તને નમસ્કાર છે તુ જાગૃતિમાં સાધક છે હિતકર-નાર શત્રુ પણ મિત્ર છે, અને અહિત કર્તા મિત્ર પણ શત્રુ છે. શરીરમા ઉત્પન્ન થનાર રોગ પણ મિત્ર છે અને જગલમાં ઉત્પન્ન થતી વનસ્પતિ પણ મિત્ર સમાન સાધક છે સુવર્ણને શુદ્ધ કરવા માટે અગ્નિ આવશ્યક છે. તેમ પ્રગતિ માટે રોગ પણ આવશ્યક છે જગતમા દુ ખ શોક ને કલેશ ન હોત તો પ્રગતિ થઇ ન શકત સંસારમા નાનાવિધ દુ.ખ મનુષ્યને અધોગતિએ જતા અટકાવે છે. દુ:ખ, કલેશ ને રોગ તે જાગૃતિ માટે કુદરત તરફનાં ઉપકારી અડપલા છે તમારી નહિ તો પરની દયા ખાતર ખાનપાનમા અકુશ રાખો, જેથી તમે રોગી નહિ થાઓ અને તમારા અશુભ પરમાણુની અન્યને અસર નહિ થાય નરકદ્વારા પણ જો સત્યના પ્રદેશમાં આવી શકાતું હોય તો તેમ કરવાને પણ કટિબદ્ધ થાવ. વિજ્ઞાનની દૃષ્ટિએ પણ અશુભ વિચારો તે રોગ છે, ને શુભ વિચારો તે આરોગ્ય દશા છે

દેવતાના ભોગ તે શાતાનો રોગ ને નારકીના ભોગ તે અશાતાનો રોગ ઉભય સ્થાને શાતા તથા અશાતાનો રોગ છે, મકાનમાંથી કચરો કાઢનાર સાવરણી ઉપકારક છે તેમ રોગ પણ શરીરનો કચરો કાઢનાર સાવરણી સમાન ઉપકારક છે, રોગ અને ભોગને ખાસ સંબંધ છે જેથી રોગને માટે આટલું વિચાર્યાં બાદ ભોગનો પણ વિચાર કરી લઇએ

**ભોગ**

ગમે તેવા પકવાનની વિષ્ટા ઉપાદેય નથી, તેમ ગમે તેવા ઉત્તમ ભોગ કે જે અનંત જીવોની વિષ્ટામય છે, તે ઉપાદેય નથી જમણા પગ સાથે ડાબો પગ ઉપડે છે તેમ ભોગની સાથે રોગ આવે છે ભોગ તે ભાવ રોગ છે, ને તે દ્રવ્ય રોગથી ભયંકર છે. પુદ્ગલ ભોગવતાં તેની આદિ તથા અંત વિચારો. ભોગ સમયે જેને ત્યાગમય ભાવના જાગે તેજ સત્ય ત્યાગી છે.

ઇંદ્રિયોના ભોગ ભોગવવા તે સાપને પકડી તેના દાંતથી ખણુજ ખણવા સમાન છે- જ્ઞાનીને ભોગી જીવોની કરૂણા આવે છે, કે આ પામરો ભોગનાં કટુ ફળ નરક તથા નિગોદમાં કેવી રીતે ભોગવી શકશે ? ભોગથી આ ભવમાંજ અનેક રોગ ઉત્પન્ન થાય છે તો પરલોકમાં અનંત દુઃખ ભોગવવું પડે તે સ્વાભાવિક છે ભોગમાં આસક્ત આ લોકના રોગથી ભય પામતો નથી, તો તે પરલોકનો ભય કેવી રીતે રાખી શકે ?

ભોગ વિલાસ તે લક્ષ મસ્તક ધારી દૃષ્ટિ વિષ સર્પ છે માનવ મરણ સમયે પીડાઇને તથા ચીડાઇને પોતાના ભોગ છોડી નીચા મુખે પરલોકમાં ભોગની સજા ભોગવવા માટે સીધાવે છે ભોગ ભોગવતામાં

તાપ છે, ભોગવવામાં વિશેષ તાપ છે, અને પરિણામે પરલોકમા તો મહાતાપ છે

વેદનીય કર્મ અઘાતી છે કારણ ગમે તેવી વેદનાને પણ જ્ઞાની તેને પોતાની માનીને વેદતા નથી દુ.ખ, ત્રાસ, કલેશ તથા અપમાન આદિ અશાતાના સંયોગોમાં જ્ઞાની પરમ શાંતિ વેદે છે. અને ગણકારતા માત્ર નથી, માટે તે અઘાતી કર્મ રૂપે છે. સંયોગને સુખદાયક તથા દુ.ખદાયક માનવા તે મોહનીયની સત્તા છે.

**વેદનીય કર્મ**

વેદનીય સમયે દવા પોતાનો ભાવ ભજવે છે, તેમ દવા ઉત્પન્ન થવામાં સેવાએલ પાપ પ્રવૃત્તિ, આરંભાદિ ક્રિયા પણ પોતાનો ભાવ ભજવે છે વેદનીય સમયે ડહાપણના વિચારો આવે છે, ત્યારે મોહના સમયે સર્વભાન ભુલાઇ જવાય છે, કારણ વેદનીય કર્મનો ડંખ તે વીંછીના ડંખ સમાન છે વીંછી કરડેલો હોય તે પોતે સુખે સુઇ શકતો નથી તેમ અન્યને પણ સુવા દેતો નથી, તેમ વેદનીયના ઉદયે માનવ પોતે આકુળ વ્યાકુળ બને છે અને અન્યને પણ ગભરાવી દે છે, ત્યારે મોહનીયનો ડંખ સર્પના ડંખ સમાન છે સર્પ કરડેલો હોય તે મનુષ્ય ડંખની વેદના ભૂલીને સાથે પોતાના ભાનને પણ ભૂલીને ઉંઘવા માડે છે, અને તેને તે વખતે વિષમય લીંબડાના પાદડા ખવરાવવામા આવે, તો તે પણ મીઠાઇ સમજી સ્વાદથી ખાઇ જાય છે, તેમ મોહનીય કર્માધીન જીવ મોહમાં આસક્ત થઇ, મોહ વર્ધક દુ.ખદાયી સંયોગોને પરમ સુખરૂપ માની, તે માટે રાત્રિ દિવસ દોડધામ કરે છે, અને મોહ વર્ધક સંયોગોના અભાવે રૂદન કરે છે. ઝુરે છે તથા શોક કરે છે. અજ્ઞાનીની તમામ પ્રવૃત્તિ વેદનીયના સંયોગો ઘટાડવાની, ને વિપરીતમાં મોહનીયના

સંયોગો વધારવાની હોય છે જો વેદનીય જેટલી મોહનીયની ભયંકરતા સમજવામાં આવે, અને તેના નાશ માટે વેદનીય જેટલા ઉપાય કરવામા આવે, તો જીવ શીઘ્ર મોક્ષગામી થઇ શકે છે. વેદનીયના સંયોગો નિર્જરાનું કારણ છે, ત્યારે મોહનીયના સંયોગો કેવળ બંધ હેતુ અને અનંત સંસારમાં ભટકાવનાર છે.

**મોહનીય**

હિતાહિતનું ભાન થવા ન દે તે મોહનીય. શારીરિક રોગના ઓપરેશન (નાશ) માટે ક્લોરોફોર્મની આવશ્યકતા છે, તેમ મોહ જન્ય રોગ દૂર કરવા માટે જ્ઞાનરૂપ ક્લોરોફોર્મની આવશ્યકતા છે. ભમવાથી થાક લાગે ને થાકથી નિદ્રા આવે તેમ જીવને ચોરાસીલાખ જીવાયોનિમા ભમવાથી થાક લાગ્યો છે, ને હવે જીવ અત્રે પોતાનુ ભાન ભૂલી મોહનીય નિદ્રા લઇ રહ્યો છે. મોહરૂપ અગ્નિથી વિશ્વ બળી રહ્યું છે. વેદનીય કરતા મોહનીયની સત્તા અતિ સૂક્ષ્મ અને ભયંકર છે. મોહની તીવ્ર પ્રબળતાના પર્વત નીચે સર્વ વિશ્વ દબાઇ ગયુ છે. તેને લીધે ઉંચી આખ કરવા માટે પણ સમર્થ થતું નથી મોહનીય કર્મ અનંત સંસારી તત્વનુ પાલક અને રક્ષક છે. મોહનો માનવ પર તીવ્ર પહેરો છે, જેથી તે અનાદિ સંસારના પોતાના સ્થાનને ત્યજી શકતો નથી મોહ એક છે અને જીવો અનંત છે છતાં, તે અનંત વૈક્રેય રૂપ કરી તમામમા પ્રવેશ કરે છે, અને તમામ પર પોતાનુ સામ્રાજ્ય ચલાવે છે મોહ પરમ જાગૃત છે, તે ક્ષણ માત્રનો પણ પ્રમાદ કરતો નથી, તે ગણી ગણીને બધાની સંભાળ લે છે. તેની સત્તા તમામ વિશ્વમા વિશ્વ વ્યાપી છે

સ્થાવરમાંથી માનવ પદ સુધી ઉંચે જવા માટે મોહને ખેદ છે, તેથી તે ધક્કા મારી મારીને માનવને પાછો પોતાના સ્વસ્થાન

સ્થાવરમાં લઇ જાય છે. ને પોતાનું તમામ બળ માનવના પતન માટે વાપરે છે મોહને ચિંતા છે કે, રખે માનવો મારાથી વિરોધ કરે; પણ માનવમાં વિરોધ કરવાની સમ્યક્ સમજ આવવા પહેલાં તેને વિષય, કષાય, ખાનપાન મેવા મિઠાઇ; સ્ત્રી પુત્ર તથા કુટુંબના બંધનમાં બાંધી તેમાં ગુલતાન બનાવી પોતાનું ભાન સર્વથા પ્રકારે ભુલાવે છે. મોહ સમજે છે કે અગ્નિ તથા શત્રુનો પ્રારંભમાં ઉગતાંજ નાશ કરવો, તેમ ઉગતી વયમાંજ માનવને પોતાના પંજામાં ફસાવે છે. કારણ કે મોહ ભાવનાને તથા ધર્મભાવનાને અનાદિનું વૈર છે. ધર્મભાવનાનો નાશ કર્યા સિવાય મોહના પરિવાર માંહેના કોઇને પણ ચેન પડતું નથી. તમામ પરિવારનો એક સરખો સમાન સ્વભાવ છે. મોહી જીવ મહામોહના ૧૮ પાપ સ્થાનરૂપ સંતાનની પોતાના મહેલમાં પધરામણી કરાવે છે, અને ૧૮ પાપની નિવૃત્તિરૂપ ધર્મરાજના સંતાનને કહે છે કે, તમો તમને હું ઓળખતો નથી. આવા સંયોગોમાં મોહ થોડી લાલચ આપીને અનંતકાળ માટે હેરાન થાય તેવાં કામ કરાવે છે, અને અજ્ઞાની પરમ પ્રસન્નતા પૂર્વક પાપ કાર્ય કરે છે,

માછીમાર ચાગાની લાલચ આપીને માછલાને ફસાવે છે, તેમ મોહ માછીમાર વિષય ભોગની લાલચ જીવને નર્કના દુઃખે લટકાવે છે, મોહનો ધંધો જીવના સદ્ગુણોનો નાશ કરી દુર્ગુણી બનાવવાનો છે. મોહ મેનેજર છે, ને જીવ નાટક કરનાર નાટકીઓ છે. મેનેજરની આજ્ઞા પ્રમાણે તે વિવિધ વેષ ધારણ કરે છે વેદનીય, નામ, ગોત્ર તથા આયુષ્યાદિ કર્મનો સ્વભાવ સારો તથા નરસો છે, ત્યારે મોહનો સ્વભાવ તો અતિ દુષ્ટ છે. તેનો બીજો પ્રકાર છે જ નહિ. મોહ લુંટારાવત્ જીવો પર એકદમ હલ્લો કરે છે. અજ્ઞાની મોહની, વિનીત ભાવે આજ્ઞા માને છે. મોહનીય કર્મ કમાર છે, બાકીના સાત કર્મ

ખેદાં ખેદાં ખાય છે. મોહ મહા શુરવીર છે. ક્ષણમાં વિશ્વને ચગડોળે ચડાવે છે. ચક્રવર્તિ તથા ઇન્દ્રને પણ મોહના નચાવ્યા નાચવું પડે છે. રાજાઓ તથા દેવતાઓ એક બીજાનું અપમાન કરે છે, પણ મોહનું અપમાન કોઇ પણ કરી શકતું નથી અન્ય કર્મોને લોકો દુશ્મન રૂપે માને છે, ત્યારે મોહને મિત્ર રૂપે માને છે. ત્યાગી, તપસ્વી તથા વૈરાગીને પણ મોહ નચાવી શકે છે. મોહ બહુરૂપીયા વત વિવિધરૂપ ધારણ કરી વિશ્વને ફસાવે છે. વિશ્વનું તંત્ર મોહ ચલાવે છે. મોહના અભાવે વિશ્વનો સમસ્ત વ્યવહાર નાશ પામે. વિશ્વને ચલાવવાનું, નભાવવાનું, ને પોષણ આપવાનુ કામ માત્ર મોહનુંજ છે. મોહ પ્રત્યેક જીવોમાં બળાત્કારે પોતાની છાવણી નાખેલ છે. મહામોહનું શરીર અવિદ્યાનું બનેલ છે જેથી તે દુ.ખને સુખ સમજાવે છે. મોહનો અનાદર વીરલજ કરી શકે છે.

મોહરાજાની અખંડ સૌભાગ્યવંતી મહામૂઢતા નામે પટરાણી છે. મિથ્યાદર્શન મહામોહનો સેનાધિપતિ છે. મોહ જ્વાળામુખીને ભુલાવી દે તેવો ક્રોધ ઉત્પન્ન કરે છે. મેરૂને નાનો મનાવે તેટલું માન ઉત્પન્ન કરે છે નાગણને હંફાવી દે તેવી માયા ઉત્પન્ન કરે છે સ્વયંભૂ રમણ સમુદ્રને બિંદુ મનાવે તેટલો લોભ ઉત્પન્ન કરે છે. શેખચલ્લી જેવા વિષય કષાય વર્ધક વિચારો કરાવે છે. મહામોહની નિદ્રામા વિવેકરૂપ ચક્ષુઓ બીડાઇ જાય છે. નિદ્રામા માનવી જીવનના તમામ પ્રસંગો ભુલી જાય છે, તેમ મોહ નિંદ્રામાં પણ પુણ્ય, પાપ, સ્વર્ગ, નર્ક બંધ તથા મોક્ષના વિચારો પણ ભુલી જાય છે

સ્ત્રી, પુત્ર અને ધનનો મોહ ન હોત, તો માનવ મોક્ષરૂપ દીવાનો પતંગ બની અપ્રમત્ત ભાવે તે દિશામા યત્ન સેવત. મોહને અવિદ્યામય અતિ જીર્ણ શરીર છે, છતાં તે તાજુ બાળકવત સ્ફુર્તિવાળું

. મોહનું શરીર અનંત કાળનુ જીર્ણ હોવા છતા તેને વૃદ્ધાવસ્થા નુભવાતી નથી, ને તેને તો નિત્ય નવી બાલ્યાવસ્થા અનુભવાય છે ાહ અનિત્યને નિત્ય, અપવિત્રને પવિત્ર, દુ:ખ પૂર્ણને સુખમય, નાત્મને આત્મરૂપ તેમ વિપરીત અનુભવ કરાવે છે. મોહના ઘરડા ખ શરીરમાં પણ જુવાનીનું જોર છે

બીજું પાપ શ્યામ અનુભવાય છે, ત્યારે મોહનાં હાસ્યાદિ પાપ વેત અનુભવાય છે જેથી તેના પાશમા સજ્જન પણ ફસાય છે. ાહ તો મીઠું વિષ છે, જેથી તે વિષ રૂપે અનુભવાતું નથી. વિષને મૃત માની તેનો સ્વીકાર કરવામા આવે છે

મોહના ૧૬ વિચિત્ર પ્રકારના તોફાની બાળકો છે. ૧૬ બાળ-ાને અજ્ઞાનીઓએ મોઢે ચઢાવી તેને ચિબાવલા બનાવ્યા છે. ક્રોધ, ાન, માયા, અને લોભ તેમ ચારના ચાર ચાર ભેદ છે. જેથી ૧૬ ાળકો ગણવામાં આવ્યા છે ક્રોધ તથા માનનો દ્વેષમા અને માયા થા લોભનો રાગમા સમાવેશ થાય છે.

મોક્ષમા ગાડું જતુ હોય ને તેનુ ભાડું બે રૂપીયા લાગતું હોય, તો તે મોહાધીન જીવ સ્ત્રીથી, પુત્ર તથા ધનના મોહે સવા રૂપીએ ઠરાવવા યત્ન સેવશે ધનાદિનો મોહ તેને મોક્ષથી પણ વિશેષ મુલ્યવાન અનુભવાય છે દાન, શીલ, તપ ને ભાવના આદિ તે મોક્ષમાં જનાર ગાડા છે, છતાં મોહાધીનને તેમાં બેસવું પાલવતું નથી

માનવની કેડ ભાગી જાય તો તમામ અંગ નીચે નમી જાય છે, તેમ મોહનીય કર્મની કેડ જ્ઞાનના દંડાથી તુટે, તો સર્વ કર્મનો નીચે ઢગલો થાય. મોહનીય સત્તાથી માનવ પોતે પોતાનોજ ઘાતીને

લોટ કરી નાંખે છે, તે તદ્દન નિર્માલ્ય બની જાય છે જેથી તેને આત્મભાન રહેતુ નથી કરોળીઓ પોતે પોતાની જાળમાં ફસાઈને મરણ પામે છે, તેમ માનવ મોહજાળમાં ફસાઇ મરણ પામે છે. મોહથી માનવ પોતાને મૃત્યુથી પણ વિશેષ નિર્માલ્ય બનાવે છે. મોહના પોતાના બનાવેલ ખોંગરોળાથી તેના પોતાના ભુક્કા થઇ જાય છે મોહની આગમાં બળીને પોતે પોતાનોજ રાખનો ઢગલો બનાવે છે મોહના પ્રતાપે માનવ વાસનાથી વેચાએલ છે. મોહમય જીવન તેના પોતાના માટેજ શાપ સમાન છે મોહના અંગે અજ્ઞાની વાસનાપુર્ણ વ્રત વિષય કષાયમાં હોમાય છે મોહાધીન પોતાને ઇજા થાય તેવી ભૂમિકા પર વસેલ છે મોહમય પ્રકૃતિને અભાવે સંસાર, ઝેરો સ્થાને અમૃતમય અને દાવાનળને સ્થાને સુધામય અનુભવાય છે મોહના અંગે પોતાનું જીવન પરના સંહારાર્થે વીતાવે છે, અને મોહના અભાવે પોતાનુ જીવન વિશ્વની સેવા માટે વીતાવે છે મોહમયીનુ જીવન અનાર્ય જંગલી યા પશુ જીવનથી વિશેષ ચઢીયાતુ નથી મોહના અંગે પરના મર્મ છેદનમય જીવન વીતાવાય છે, મોહની હાય વરાળમા અન્યનુ ભક્ષણ કરી જાય છે, અને અંતે પોતે કાળ દ્વારા ખવાઇ જાય છે, અને પોતે કાળદ્વારા એક સામટો કચરાઇ જાય છે

પશુસૃષ્ટિ નિર્બળને દાબીને, કચરીને પોતાનુ જીવન વીતાવે છે તેમ મોહની પ્રધાનતાને અંગે માનવસૃષ્ટિ પણ પશુસૃષ્ટિ સમાન અત્યાચારી બનવા પામે છે વિશ્વની મારામારી કચરા કચરી બાણ પ્રચંડ, કલેશમય જીવન અને કલહ—મોહમય જીવનમાથીજ ઉત્પન્ન થવા પામે છે. મોહના વેગની વાસનામા માનવ પોતાનેજ કાટી ખાય છે. મોહમય જીવનને વિષય વર્ધક વાર્તાલાપ સિવાય અન્ય કંઇપણ ગમતુ નથી

કબુતર ને ઉંદરમા પણ સાદી સમજ છે, જેથી તે બિલાડી તથા કુતરા સાથે સ્નેહભાવ રાખતાં નથી તેમ જેનામાં સાદી સમજ છે, તેવા સમજુ મોહના સયોગોથી સદા સાવધાન રહે છે દ્રવ્ય, મદિરા, સબળ તથા નિર્બળ બન્ને પર અસર કરી શકે છે. અગ્નિની કણ લાખમણ રૂને બાળીને ભસ્મ કરે છે, તેમ મોહજન્ય રાગ તથા દ્વેષાગ્નિની કણી અનત જન્મની પુણ્યાઇનો નાશ કરે છે મોહની મદોન્મસ્ત દશા પ્રભુ પથને પાપ પંથ, અને વીતરાગી વચનને વૈરીના વચન માને છે વળી મોક્ષાર્થી જીવોને દયાપાત્ર માની પોતાના જીવનને પરમ ભાગ્યશીલ માને છે મોહની આટલી ભયકરતા હોવા છતાં અનાદિના પરિચયને લીધે તે ભયકરતા ભૂલાઇ જવાય છે, અને વિપરીત દિશામા વહન થાય છે. આત્મા અનત બળનો ધારક છે. પોતે જેવો બનવા ઇચ્છે તેવો બની શકે છે, મોહની સત્તાનો નાશ કરી શકે છે. સૂર્યોદય થવાથી અનત કાળનો અંધકાર ક્ષણમા નાશ પામે છે, તેમ જ્ઞાનોદયથી અનતકાળની મોહની સત્તા પલાયન કરી જાય છે બિલાડીને દેખીને ઉંદરો નાસી જાય છે, તેમ જ્ઞાનની પધરામણીએ મોહમય ઉંદરડા પલાયન કરી જાય છે, ને આત્મા પોતાના નિજાનદનો અનુભવ કરી શકે છે.

યોગ (શુભ અથવા અશુભ) અને કષાય પર કર્મબધનો આધાર છે. ખેડુત, સુતાર, લુહાર, મોચી, દરજી આદિ કાયિક શ્રમ કરનાર મજુર વર્ગમાં યોગની ચપળતા વિશેષ હોય છે, અને યોગની ચપળતાના પ્રમાણમા તેમનામાં કષાયની મંદતા હોય છે, ત્યારે આડે તકીએ બેસીને એશઆરામ કરનાર વણીક યા ખુરશી ટેબલ પર બેસી રહેનાર વકીલ, જડજ યા અન્ય ઓફીસરના ભોગ, શરીર, આદિ શાત સ્થિર અનુભવાય છે પણ શરીરની સ્થિરતાના પ્રમાણમાં તેમ-

નામાં કષાયની તીવ્રતા હોઇ શકે છે આવા જીવોના કર્મબંધમાં કાર્યની ભિન્નતાને લીધે ભિન્નતા અનુભવાય છે.

પ્રદેશમાં કર્મની વિશેષતા હોવા છતા અનુભાગ અલ્પ હોઇ શકે છે. જેમ આકાશમા ઘટાદાર વાદળા ચઢી આવે પણ માત્ર થોડા પાણીના છાંટા નાખીને રહી જાય, તેમ કર્મ ભોગવવામાં પણ માતાનો રોગ (શીતલા, માતા, અછબડા આદિ કે જે બાળકોને થાય છે) જે દેખાવમાં બહારથી ભયંકર અનુભવાય છે, પણ તે અલ્પ અશાતાનુ ફળ આપીને રહી જાય છે. આવા રોગી માટે યોગની અશુભ પ્રવૃત્તિ વિશેષ અને કષાયની મંદતા, તેના લીધે તેવા પ્રકારના કર્મ ઉદયમાન થાય છે; ત્યારે વિપરીતતામાં યોગની મંદતાને કષાયની તીવ્રતાવાળા જીવોને મધુપ્રમેહ, દાહજ્વર, પેટમાં શૂળ, માથામા શૂળ આદિ રોગ થાય છે, કે જે રોગના લીધે શરીર તો નિરોગી દેખાય છે, પણ તે રોગવાળો ભયંકર, અસહ્ય, મરણાંત વેદના અને કષ્ટ ભોગવે છે.

પ્રભુ મહાવીરે કર્મના મહાનિયમનું વિશ્વને ભાન કરાવ્યુ છે. આત્મા પર અન્ય કોઇની સત્તા ચાલી શકતી નથી. પોતેજ પોતાના શુભાશુભ કર્મ પ્રમાણે શુભાશુભ ફળ પામે છે, કર્મફળ આપનાર, પોતાના આત્મા સિવાય અન્ય કોઇ પણ સત્તા વિશ્વમા નથી પોતાનું સ્વર્ગ–નર્ક, મોક્ષ અને સંસાર આત્મા પોતાની મેળેજ બનાવે છે, અન્ય કોઇપણ સત્તાના અવલંબનની એને જરૂર નથી પારકાની કૃપા અથવા અકૃપા આત્માના હિતાહિતમા કાઇ પણ ફેરફાર કરી શકતી નથી, પોતેજ પોતાના હિતાહિતનો કર્તા તથા ભોક્તા છે. નિર્બળ મનુષ્યને પોતાની સત્તામાં વિશ્વાસ હોતો નથી, તેથી તે પોતા કરતા કોઇ મહાન સત્તાની કલ્પના કરી તેના ચરણમાં પોતાનુ ભાર

નમાવે છે. અને આ સંસારના દુઃખથી બચવા તેની કૃપા માટે દીન પણે કરગરે છે. આવી યાચકવૃત્તિ સુખદુઃખના દાતા તરીકે ઇશ્વરને કલ્પી પોતે દીન ને પુરૂષાર્થથી રહિત બની જાય છે, ને પોતાનુ પરમ-પતન તથા અહિત કરે છે. પોતે એક સર્વશકિતમાન છે તેવું ભાન ભુલી જઇ ઇશ્વરની કલ્પના કરી તેને કરગરવામાંજ પોતાનુ દીન જીવન પૂર્ણ કરે છે અને પોતાને પ્રાપ્ત સંયોગોને તથા સામર્થ્યને ગુમાવે છે. આ પામરવૃત્તિથી વિશ્વની રક્ષા કરવા માટે પ્રભુ મહાવીરે કર્મનો સિદ્ધાંત સમજાવી વિશ્વ પર અનંત ઉપકાર કર્યો છે પ્રભુ મહાવીરે સત્યનેજ કર્મનો નિયમ એવુ નામ આપેલ છે કર્મની સાથેજ તેનુ ફળ સદા સાથેજ રહે છે.

સમાજ, સરકાર ને જ્ઞાતિના નિયમો તોડી શકાય છે, પણ કર્મના નિયમો કુદરતી, સત્ય, ધ્રુવ હોવાથી તેને તોડવા માટે કોઇ પણ સમર્થ નથી. સરકાર ને સમાજના નિયમને તોડીને માનવ ભાગી શકે છે, પણ કમના નિયમને તોડીને તે ભાગી શકતો નથી તેને પોતાના કરેલ કર્મનું ફળ ભોગવવુંજ પડે છે. સારાં કર્મ કરવા માટે કર્મના નિયમો ફરજ પાડતા નથી, ઇચ્છા હોય તેવાં કર્મ કરો. સુખના બીજ વાવો યા દુઃખના બીજ. કર્મ તો કુદરતના નિયમ પ્રમાણે વાવેલ બીજવત તેનાં ફળ આપશે. કર્મ કોઇના પર દયા કે મહેરબાની રાખતુ નથી. તેને તો કેવળ ન્યાય ને સત્ય પ્રિય છે, જેથી કોઇની આજીજી યા પ્રાર્થના સાંભળતુ નથી ને પોતાના સત્ય નિયમ પ્રમાણે ત્રણે લોકમાં પોતાનું શાસન ચલાવે છે.

વર્તમાનમા યોગ પ્રતિ વિશેષ લક્ષ અપાય છે. યોગથી સાવદ્ય (પાપકારી) પ્રવૃતિ થવા ન પામે તે માટે અતિ સાવધાની રાખવામાં આવે છે, પણ કષાયની ચપળતા તથા તીવ્રતા માટે, કષાયના નિરોધ

(રૂકાવટ) માટે અતિ અલ્પ લક્ષ આપવામાં આવે છે. યોગમય પાપ પ્રવૃત્તિ માટે જેટલું લક્ષ અપાય છે તેનો ક્રોડમો ભાગ પણ કષાય જન્ય પાપ માટે લક્ષ આપવામાં આવે તો સમાજ તથા સંપ્રદાયમાં વિશેષ શાંતિ અનુભવાય. યોગના સંવરવત કષાયનો સંવર (સંયમ) કરવામાં આવે, તો અલ્પ કર્મ બંધ થાય, અને જીવ અંતે કર્મ રહિત પણ થઇ શકે છે. સર્વ કર્મમાં મોહનીય કર્મ પ્રધાન છે કપાયના નાશે મોહનીયનો નાશ, અને મોહનીયના નાશે શેપ સર્વ કર્મનો નાશ, અને કર્મના નાશે આત્મા કર્મ રહિત સ્વ સ્વરૂપી સિદ્ધ સમાન બની શકે છે.



# મોક્ષ તત્વ

—(·૦.)—

નવ તત્વમાં છેલ્લું તત્વ મોક્ષ તત્વ છે. સર્વ પ્રાણી માત્રનું ધ્યેય મોક્ષ પ્રાપ્તિનુ હોઇ શકે. પ્રાણી માત્ર મોક્ષ ઇચ્છે છે. મોક્ષની વ્યાખ્યા નીચે પ્રમાણે થાય

"આત્માનુ કર્મરૂપી રજથી સર્વ પ્રકારે છુટવું, આત્માના સર્વ પ્રદેશોમાંથી આઠે કર્મનો સંપૂર્ણ નાશ થવો, અથવા આત્માનું સર્વ બંધનથી રહિત થઇ વિશુદ્ધ થવુ તેને મોક્ષ કહે છે"

મોક્ષના માર્ગના ચાર દરવાજા છે.

(૧) સમ્યક્ જ્ઞાન (૨) સમ્યક્ દર્શન (૩) સમ્યક્ ચારિત્ર (૪) સમ્યક્ તપશ્ચર્યા.

આ ચારે શબ્દોમાં પ્રથમ સમ્યક્ શબ્દ લાગેલો છે તેનો અર્થ સત્ય અથવા સંપૂર્ણ શુદ્ધ થાય છે હવે પ્રથમ જ્ઞાન વિષે વિચાર કરીએ

ચંદ્ર, સૂર્ય તથા તારા લાખો માઇલ ઉંચે હોવા છતાં તેનો આટલો પ્રકાશ પડે છે, તો જ્ઞાનનો પ્રકાશ કેટલો હોય તે સરળતાથી સમજી શકાય તેમ છે ચંદ્ર, સૂર્યના પ્રકાશને સામાન્ય વાદળ તથા ધુમ્મસ પણ દાબી શકે છે પણ **આત્મ જ્ઞાનના પ્રકાશને દાબવા માટે કોઇ પણ સમર્થ નથી.** જ્ઞાન દશાને અભાવે સ્થાવર વિકલેંદ્રિયને અસંજ્ઞી જીવો જેવી સંજ્ઞીની પણ સ્થિતિ દયાપાત્ર માની શકાય

**જ્ઞાન**

જેની પાસે પારસમણી છે, તે મેરૂ પર્વત જેવડા સોના રૂપાને પત્થર સમાન માને; તેમ જ્ઞાન થયે દેવ તથા માનવના ઉત્કૃષ્ટ ભોગ પણ રોગ સમ અનુભવાય - જ્ઞાની વ્યવહારથી શરીરમાં દેખાય, નિશ્ચયમાં તો તે આત્મામા રમણ કરે **જ્ઞાન વિનાનો માનવ ચામડાના વૃક્ષ જેવો અજ્ઞ માની શકાય.**

રસાયણ શાસ્ત્રનો જ્ઞાતા પ્રયોગ ન કરે, તો તેનું જ્ઞાન નિરર્થક, તેમ જ્ઞાનવંત આચાર ન હોય તો જ્ઞાનની કિંમત શી ? રેલ્વેના પૂલ નીચે થઇને નિત્ય કરોડો મણ પાણી વહી જાય છે, પણ બિંદુ પણ પૂલને સ્પર્શી શકતું નથી, તેમ આચાર વિનાનું જ્ઞાન પણ લાભદાયી માની શકાય નહિ.

સૂર્યના પ્રકાશના અભાવે વનસ્પતિના છોડવા પણ કરમાઇ જાય છે તેમ જ્ઞાનના પ્રકાશના અભાવે આત્મગુણના છોડવાઓનો નાશ થવા પામે છે. ને જ્ઞાનના પ્રકાશે આત્મગુણો વિશેષ ને વિશેષ પ્રત્યેક સમયે વધતા જાય છે.

જ્ઞાન અગ્નિ સમાન છે, તે અપથ્યને પથ્ય ને અપક્વને પક્વ બનાવે છે. તેમ જ્ઞાન પ્રતિકૂળ સયોગોને અનુકૂળ બનાવે છે, વિષમ ભાવને સમભાવ બનાવે છે

શરીર બળ કરતાં ઇન્દ્રિય બળમાં, ને તેથી જ્ઞાન બળમાં વિશેષ સામર્થ્ય ને આનંદ છે તેથી જેમ તૃષાતુર મનુષ્ય પાણીની શોધમા એક ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરે, તેમ સત્ય જ્ઞાની જ્ઞાનને વર્તનમા, આચારમા મૂકવા માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરે, દાવાનળ જાણવા છતાં ત્યાથી ન ઉઠનાર પાગળો ભસ્મ થાય, તેમ જ્ઞાની જ્ઞાન પ્રમાણે વર્તન ન રાખે, તો સદ્ગતિનો અધિકારી ન થાય. જેમ આધળાના કેવળ દોડવાથી ફાયદો નહિ, તેમ જ્ઞાન વિનાની કેવળ ક્રિયા પણ લાભદાયી ન થાય **જ્ઞાન અને ક્રિયા તે મોક્ષ ગતિનાં રથના બન્ને પૈડા સમાન છે.**

**સમ્યક્ દર્શન**—નું બીજું નામ સમકિત છે આ વિષય પર લબાણ વિવેચન ત્રીજા પ્રકરણમાં થઇ ગયેલું છે જ્ઞાન સિવાય સમકિત થઇ શકે નહિ, કારણ જ્ઞાનથીજ વસ્તુની ઓળખાણ થાય છે

**સમ્યક્ચારિત્ર**—ચારિત્ર એટલે આત્મ ભાવમા વિચરવું. જ્ઞાનથી મનુષ્ય કર્મનું સ્વરૂપ, કર્મ આવવાના અને જીવની સાથે બધ પાડવાના અને કર્મને છુટા (આત્માથી) પાડવાના કારણો જાણે છે, અને ચારિત્રથી તે પોતાની સમજને અમલમા મૂકે છે, જેથી આત્માની વિશુદ્ધિ થાય છે

**ચારિત્રરૂપ ધનઃ**—સત્ય ખજાનો હીરા તથા સોનામા નથી પણ પોતાના આત્મામાં છે થોડામા થોડી સપત્તિથી સતોષ માને તે મોટામા મોટો શ્રીમંત છે ગરીબાઇમા મોટુ અતઃકરણ તેજ સત્ય શ્રીમંતાઇ છે પોતાનો રાજ્ય મુગટ પોતાના અતઃકરણમાં છે. તેને હીરા તથા મોતીના શણગારની આવશ્યકતા નથી, તેવો મુગટ ભાગ્યેજ કોઇ રાજાના નશીબમા હશે તે મુગટનું નામ છે **સંતોષ, અને**

ચારિત્ર. સદાચાર તે મોટામાં મોટી શ્રીમંતાઇ છે, શરીરના મજબુત હાડકાં તે હીરા કરતાં પણ વિશેષ મુલ્યવાન છે સદાચાર, પવિત્રતા, નમ્રતા, ને પરોપકાર તે સત્ય દ્રવ્ય છે. લોભ, અસંતોષ તે ઉત્તરોત્તર વધતો રાક્ષસ છે. ચારિત્રમાં વૃદ્ધિ થવી તેજ સત્ય શ્રીમંતાઇનો વધારો છે. શ્રીમંતો ધનની અનાથ અવસ્થામાજ તરફડીયાં મારતાં મરણ પામે છે.

સદ્ગુણના પ્રમાણમાજ શ્રીમંત તથા રંક થવાય છે દયા, વિનય, સરલતા, સંતોષ અને સહિષ્ણુતા તે કુબેરના ભંડાર કરતા પણ શ્રીમંતાઇમા વધવા સમાન છે. સોનાના સિક્કાનો સંગ્રહ કરવા કરતાં સુવર્ણમય વિચારોનો સંગ્રહ કરો, જેથી તે શાશ્વત ને સત્ય સુખ આપશે પૈસા વિનાનો ગરિબ છે. પણ જેની પાસે પૈસા વિના અન્ય કંઇ પણ નથી ( ચારિત્ર ) તે મહા ગરીબ છે. ગુણ દ્રષ્ટિ તે મહાન સંપત્તિ છે. ને દોષ દ્રષ્ટિ તે મહાન નિર્ધનતા છે વિશ્વનો રાજા થાય યા વિશ્વનું ધન મેળવે, પણ તેની પાસે ચારિત્ર રૂપી આત્મિક સંપત્તિ ન હોય તો તેનું ધન ધુળ સમાન છે પૈસા વિનાના પણ ચારિત્રના શ્રીમંતેશ્વર બનો પૈસો તે સોનાની ફાંસી છે ઉત્તમ કાર્યો જગતને શ્રીમંત બનાવે છે, ને કરોડોના ઢગલા કંગાલ બનાવે છે. સદાચારના ધન પાસે હીરા, મોતી ને માણેકનું મુલ્ય કાંકરાથી વિશેષ નથી ચારિત્રને આપણી સંપત્તિ બનાવો, એટલે દ્રવ્ય નિર્ધનતાનો સ્પર્શ માત્ર થઇ શકે નહિં. પોતાની સંપત્તિ પોતાની મગજની તીજોરીમાં ભરો, કે જે ચારિત્રરૂપ સંપત્તિનો કોઇપણ પ્રકારે નાશ થવા ન પામે. પોતાની સંપત્તિ મગજની બેંકમાં જમા મુકવાથી તે સૌથી વિશેષ વ્યાજ આપે છે દ્રવ્ય ને કંટ આપે છે તેથી અનેક ગણુ વિશેષ ચારિત્ર

ધન મેળવી લે છે રાજ્ય મુગટ ધારણ કરનાર કરતા પણ સદાચારી વિશેપ સત્તાવાન છે. **ઉચ્ચ કુલ કરતાં સદાચાર તે સર્વ રીતે ઉંચ છે.**

**સમ્યક્ તપશ્ચર્યા**—જે કર્મ આવી ગયેલ છે, તેનો તપશ્ચર્યા વડે નાશ થાય છે. આ વિપય પર વિવેચન ચોથા પ્રકરણમા થઇ ગયેલ છે.

આ ચારે અંગને એક નાના દાખલામાં સમજાવી શકાય કોઇ એક મનુષ્યને તાવ આવે છે ત્યારે તે ડૉકટર પાસે જાય છે. ડોકટર તેની ચિકીત્સા કરી તાવ આવવાના કારણો શોધી કહાડે છે, અને તેને તે સમજાવે છે. આવી રીતે જ્ઞાની આપણને ચારે ગતિની અંદર ભ્રમણ કરવાનું અને દુઃખ ભોગવવાનું કારણ સમજાવે છે. (કર્મનાસ્વરૂપને) પછીથી તે ડોકટર દરદીને, જે કારણોથી તાવ આવ્યો તેનાથી દૂર રહેવા સુચનાઓ આપે છે, અને દરદી તે પ્રમાણે રહે છે આવી રીતે માનવ, નવા કર્મ આવવાના દ્વારો ચારિત્ર દ્વારા રોકે છે, અને જેમ ડોકટર દવાથી શરીરની અંદર રહેલા તાવને નાબુદ કરે છે. તેમ મનુષ્ય અંદર રહેલા કર્મોનો તપશ્ચર્યા વડે નાશ કરે છે અને આમ કર્મથી મુકત થઇ શકે છે

માનવ ભવ તે મોક્ષ દ્વીપ છે પણ તે વિપય કપાયમય પ્રવૃત્તિને લીધે સંસાર દ્વીપ બનવા પામ્યો છે માતાના ગર્ભાવાસમાંથી મુકત થવા માટે, સવાનવ માસ માટે અકામ પણે (વગર ઇચ્છાએ) પરિપહ સહન કરવો પડે છે, તો અનંત જન્મ મરણના બંધનમાંથી મુકત થવા માટે કેટલા તપ તથા ત્યાગની આવશ્યકતા હોવી જોઇએ, તે સરળતાથી સમજી શકાય તેમ છે.

કરોડો વડના બી કચરાઇને નાશ પામે છે. તેમાંથી એકાદજ બીજ વડનુ સ્વરૂપ ધારણ કરે છે, તેમ કરોડો માનવો પોતનુ

જીવન પાપમય રીતે પુર્ણ કરે છે. ને કોઇ ભાગ્યશાળી જીવ ધર્મ પંથ, મોક્ષ પંથને સન્મુખ થાય છે.

દ્રવ્ય પંથ કાપવા માટે રેલ્વે, મોટર, સ્ટીમર ને એરોપ્લેનાદિ શીઘ્રગામી સાધનો કામમાં લેવામાં આવે છે, તો અનંત મોક્ષ પથ માટે કેટલી શીઘ્રતા, અપ્રમત્ત દશા હોવી જોઇએ તે સુજ્ઞ વાંચક સરળતાથી વિચારી શકે છે

મોક્ષ આત્માનુ પાત્ર છે. જ્ઞાન, દર્શન (સમકિત) તેમાં મુકવાની બે વસ્તુઓ છે. સ્થાવર જીવાયોનીમાંથી, ( માટીમાથી ) માનવ થવા માટે જેટલી પ્રતિકૂળતા (મહેનત છે) છે, તેટલી પ્રતિકૂળતા માનવમાથી મોક્ષગામી થવા માટે નથી તે પ્રત્યક્ષ સિદ્ધ છે.

**તમામ મનુષ્યો પાસે મોક્ષની કુંચી બંધ કવરમાં છે, માત્ર તે બંધ કવરને ફોડીને ઉઘાડવાનીજ વાર છે.**

પુન્યથી સ્વર્ગ, પાપથી નર્ક ને વીતરાગતાથી (રાગ, દ્વેષ રહિત દશાથી) મોક્ષ આત્મામાંથી વિષય કષાયનો પડદો દૂર થાય તો જીવ અને શિવ એક થાય કષાયે બંધ ને અકષાયે મોક્ષ

**મોક્ષ મધુર છે, તેથી મોક્ષની સાધના વિશેષ મધુર છે.**

**મોક્ષ એટલે આત્મ વિકાસની પૂર્ણતા.**

આત્મ સ્વરૂપથી પડી જવું તે બંધ, ને આત્મ સ્વરૂપમા સ્થિર થવુ તેજ મોક્ષ, નિજને વિષે નિજ બુધ્ધિ તેજ મોક્ષ.

પ્રશ્ન—હુ ક્યારે મુક્ત થઇશ ?

ઉત્તર—જ્યારે " હુ નહિ રહું " ત્યારે.

જ્ઞાનીઓએ આ સંસારમા રહેલ જીવોના ૬ ભાગ પાડેલા છે, તેનુ સ્વરૂપ જાણવાની જરૂર છે.

**૭ પ્રકારના જીવ**—સંસારમાં ૭ પ્રકારના જીવો છે. તેમને મહાપુરૂષોએ રાજાની ઉપમા આપેલ છે તે છતાં નામ અધમાધમ, અધમ, વિમધ્યમ, મધ્યમ, ઉત્તમ, ને ઉત્તમોત્તમ

**અધમાધમ રાજાનું સ્વરૂપ**—રાજા હોવા છતાં પણ પરમ ભાગ્યહીન છે તેને પોતાના પદનું લેશમાત્ર ભાન નથી. તે પરલોકની વાતથી તદ્દન છેલ્લે પાટલે બેઠેલ છે. ધર્મ પ્રત્યે સદા વિરોધ કરે છે. તે વિષય કષાયરૂપ ઝેરના અંકુર સમાન છે અને તે નિત્ય વધીને વૃક્ષનું સ્વરૂપ ધારણ કરે છે દોષ સમુદ્રનું તે ઘર છે. કલ્પી ન શકાય તેટલા તેનામાં દોષ છે તેનામાંથી ગંભીરતા, ઉદારતા, પરાક્રમ, ધીરતા, શાંતિ આદિ સદ્ગુણો નાશી ગયેલ છે તે પોતાના આત્મતત્વને શૂન્ય માની બેઠો છે તેવો નિર્બળ આત્મા સત્વહીન આત્મા માનવ ભવની ગાદી પર બેઠેલ છે. તે પામર જાણતો નથી કે મને રાજ્ય મલ્યું છે કે નહિ. તેને પોતાના બળની પણ ખબર નથી. તેની પાસેની સંપત્તિનુ પણ તેને ભાન નથી ને તે પોતાના સ્વરૂપને પણ જાણતો નથી ચોરો તેના ધન તથા રાજ્યને લુંટે છે. તેનુ પણ તેને ભાન નથી. તે અજાની ચોરોને દુસ્મનોને પોતાના સગા માને છે, પોતાના સ્વામી માને છે તે પોતાના મોટેરા માને છે આથી ચોર તથા લુટારા હર્ષ વધાઇ મનાવી રહ્યા છે, કે આ તો પરમ દયાળુ રાજા છે, કે જેણે પોતાનું તમામ રાજ્ય આપણને સોંપી દીધું છે અને રાજા પોતે આપણા સ્વાધીન છે. તે પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, દાન, શીલ, તપ ને ભાવના આદિ સ્નેહીઓને ભુલીને આપણને પરમ સ્નેહી માને છે.

ચારે ઘાતી કર્મચોરો તો પોતાને રાજ્યના સ્વામી અને

સર્વસ્વ માને છે. ઇંદ્રિય ચોરો પણ સારી રીતે ધન લુંટવાની તક પ્રાપ્ત થયેલ હોઇ પરમ પ્રસન્નતા વેદે છે. કષાય ચોરો વિચારે છે કે, ધાડ પાડવાની મજા પડશે. નોકષાય લુટારા લુટવાના આનંદમાંજ લીન થયેલ છે. પરિષહો રૂપ દુષ્ટો પણ રાજી થયા કે આપણને સતાવવાની મઝા પડશે હાસ્ય ને પ્રમાદ ખુશ થયા કે આપણને મશ્કરી કરવાની મઝા પડશે અધમાધમના રાજ્યમાં મહા મોહના પહેરા લાગ્યા છે. જેથી ચારિત્ર તથા ધર્મના સેવકોનો પ્રવેશ પણ થવા દેતા નથી. પોતાને તેની ગંધ માત્ર ન આવે તે માટે પરમ સાવધાની રાખે છે અધમાધમ રાજા નપુસક એટલે સત્વ વિનાનો છે. તેના શરીરે વિષય વાસનાના અનેક ગડગુમડ નીકળ્યાં છે. પાપરૂપ મેલથી તમામ શરીર ઢંકાઇ ગયું છે. રાજા હોવા છતાં નોકરોનો પણ નોકર ને ગુલામનો પણ ગુલામ છે મીઠું, મરચુ, ઘી, ગોળ, ખાડ કે સોનુ રૂપું આદિ વેચીને પોતાનુ પેટ ભરે છે રાજ્યભ્રષ્ટ હોવા છતાં પોતાની ભ્રષ્ટતા સમજી શકતો નથી. આવા રાજા પોતાના પદથી ભ્રષ્ટ થઇ અનંત ભવાટવીમા ભટકે છે

**અધમ રાજાનું સ્વરૂપ** — આ લોકના ભોગમા આસક્ત, આ લોકમા સર્વ પ્રકારની પૂર્ણતા માનનાર, પરલોકથી વિમુખ તથા પરલોકને ન માનનાર, ધર્મની વાત તેને ગમે નહિ, ધર્મ તત્વથી ઉદાસીન શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શમાં આસક્ત, દાન, શીલ તપ ને ભાવથી ઉદાસીન વિષય કષાય પ્રત્યે પૂર્ણ સ્નેહ રાખે છે વિષય કષાયની તમામ આજ્ઞા પાળનાર, તેને પણ પોતાના ગાત્યનું ભાન નથી તેનામા સમ્યક્ જ્ઞાન થવાની સત્તા રૂપ ટંકેટંક અંશ છે. પણ વિષય કષાયની પ્રબળતાને લીધે આયુષ્ય પૂર્ણ કરી નરકે સંચરે છે

**વિમધ્યમ રાજાનું સ્વરૂપ**.—(સમદૃષ્ટિ) તેને વિષય કષાય તથા મહામોહ સાથે મંદ પ્રેમ હોય છે તે ઉપરાંત ચારિત્ર તરફ પણ તેનું ધ્યાન ખેંચાય છે ચારિત્રરાજ પ્રત્યે તેને પ્રેમ હોય છે. આ લોક માટે વિચાર કરે છે તેવો પરલોક માટે પણ વિચાર કરે છે ધર્મ આરાધના માટે મનથી ભાવના ભાવ્યા કરે છે. દાન, શીલ તથા તપ માટે રૂચી છે ધર્મની વિશેષ સન્મુખ થવા માટે રાત્રિ દિવસ યત્ન સેવે છે. સંસારના ભોગને તે રોગ માને છે, રોગી રોગથી મુક્ત થવા માટે ભાવના ભાવે, તેમ આ રાજા વિષય ભોગના રોગથી મુકત થવા માટે યત્ન સેવે છે પોતાનું જીવન સંસારમા કેદી વત્ત ઉદાસીન રીતે વીતાવે છે. કદી બંધનથી મુકત થવા ઇચ્છે છે. તેમ આ રાજા સંસારના બંધનથી મુકત થવા યત્ન સેવે છે.

**મધ્યમ રાજાનુ સ્વરૂપ (શ્રાવક)**:—ભાવપૂર્વક ધર્મ આરાધના કરે છે, સંસારમા રહેવા છતાં પોતાનુ લક્ષ મોક્ષની સન્મુખ રાખે છે વિષય કષાયના કડવાં ફળ જાણી નિત્ય તેને ઘટાડવા માટે યત્નશીલ હોય છે પોતે પોતાની શકિત છુપાવ્યા સિવાય ધર્મ આરાધના કરે છે સંસારને અસાર સમજી તેના ત્યાગની રાત્રિ દિવસ ભાવના ભાવે છે.

**ઉત્તમ રાજાનું સ્વરૂપ**:—(મુનિરાજ) પોતાના રાજ્ય તથા સામર્થ્યને સમજે છે. પોતાના ગુણ તથા દોષને સમજે છે. મોહના સૈન્યને તથા વિષય કષાયને મારીને ભગાવે છે. સંસારનો ત્યાગ કરીને આત્મ રાજ્યના શાસનમાં લીન રહે છે. મોહજાળને છેદી નાંખે છે. વિષયરૂપ ઘટને ભાગી નાખે છે રાગદ્વેષને પછાડી નાખે છે. સ્નેહ

પાશનો નાશ કરે છે. ક્રોધાગ્નિને શાંત પાડે છે માન પર્વતનો ચુરે કરે છે માયા વેલને ઉખેડી નાંખે છે. લોભ સમુદ્રને તરી જાય છે

**ઉત્તમોત્તમ રાજા:**—(તીર્થંકર) સ્વયંજ્ઞાની, સિધ્ધાંતના સ્થાપક ને પોતાના સ્વરૂપમા લીન થઇ મોક્ષ પધારે છે.

આ છએ પ્રકારના જીવોનુ સ્વરૂપ વિચારી, સમજીને, આપણે કઇ કોટિના છીએ, તેનો વિચાર કરવાની જરૂર છે. અને ત્યાર બાદ ઉત્તમ કોટિમા જવા પ્રયત્નશીલ થવું જોઇએ. આપણે કઇ કોટિના છીએ તેનો જવાબ આપણો અંતરાત્મા આપશે.

આ પ્રકારનુ નવે તત્વનુ સ્વરૂપ સમજીને, મનુષ્યે મોક્ષ ગતિ પ્રાપ્ત કરવા શીઘ્ર પ્રયત્નો કરવાની જરૂરીયાત સમજવી જોઇએ.



# મનુષ્યત્વ

—:[o]:—

દર વર્ષે વકીલ, બારીસ્ટર, સોલીસીટર, ડૉક્ટર, માસ્તર, અને વૈદ આદિ અનેક વિષયની પરીક્ષા આપનારને તેમાં પાસ થનાર હજારોની સંખ્યામાં સાંભળવામા આવે છે, પણ મનુષ્યત્વની પરીક્ષામાં પાસ થનાર, તેની પરીક્ષા લેનાર, તેનો અભ્યાસ કરનાર, તેની સ્કુલ, કોલેજ તથા પુસ્તકો સાંભળવામા પણ આવી નથી. આ પરથી સ્પષ્ટ જણાય છે કે, સર્વ પરીક્ષાઓ ને પદવીઓ કરતાં મનુષ્યત્વની પરીક્ષા અને પદવી મહાન છે, અને તે પદવીઓ કોઇ વીરલજ પ્રાપ્ત થાય છે, માનવની આકૃતિવાળા ફરતાં પ્રાણીઓ ક્રોડો જોવામાં આવે છે, પણ આકૃતિ સમાન હૃદયવાળા મનુષ્યત્વ ધરાવનાર માનવતાના ગુણવાળા પ્રાણીનાં દર્શન દુર્લભ અનુભવાય છે. સર્વ શિક્ષા, કેળવણી, અભ્યાસ, વાંચન, મનન, લેખન અને ચિંતવન એક મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે છે. સૂર્યના પ્રકાશે સર્વ પ્રકારના અંધકારનો નાશ થવા પામે, તેમ મનુષ્યત્વની પ્રાપ્તિએ સર્વ પ્રકારના દોષોનો નાશ થવા પામે. મનુષ્યત્વ તે ઉંચામાં ઉંચુ સ્થાન છે. મનુષ્યત્વ વિનાનુ જીવન નીચામાં નીચું પશુ, પક્ષી ને

નારકીના જીવોથી પણ અધમ છે. મનુષ્યત્વની પ્રાપ્તિ થવાથી તેનામાં સર્વ પ્રકારના સદ્દગુણોના બીજ વવાય છે શરીરના નિરોગીપણા કરતા, મનુષ્યત્વનું નિરોગીપણું પ્રાપ્ત કરો. એજ સત્ય તંદુરસ્ત દશા છે.

ચિત્રકાર ભિન્ન ભિન્ન માનવોનાં અંગોપાંગ નીરખી એકજ ચિત્રમાં સર્વ સુંદર અવયવો ચીતરે છે, તેમ માનવે ભિન્ન ભિન્ન મનુષ્યોના ગુણોનો સમુદાય પોતામા વસાવવો જોઇએ.

વૃક્ષના પાટીયાની સમુદ્ર તરવાની નાવ બને છે, તેમ માનવ વૃક્ષના સદ્દગુણનાં પાટીયામાથી, સંસાર સમુદ્ર તરનાર માટે નાવ સમાન જીવન બનવું જોઇએ.

પૃથ્વી, પાણી, અગ્નિ, હવા, ને વનસ્પતિ જેવા સ્થાવર જીવોનુ જીવન માનવ જીવન માટે પરમ ઉપયોગી છે, તો માનવનું જીવન વિશ્વવ્યાપી ઉપયોગી હોય તે સ્વભાવિક છે.

પશુ પક્ષીઓ પોતાનું, પોતાના સંતાનનું, તથા પોતાની જાતિનું પોતાના સર્વસ્વના ભોગે શ્રેય કરે છે, તેમ માનવ પોતાનં, પોતાના કુટુંબનું ને પોતાના જાતિ ભાઇઓનું શ્રેય કરે ત્યાંસુધી તો તે માનવ પશુ જીવનની બરાબરી કરવા જાય છે. પશુ નીચું મુખ રાખીને ચાલે છે, ત્યારે માનવનું મુખ સ્વભાવિક ઉંચું, તો પશુ કરતા માનવે વિશેષ ઉંચું કાર્ય કરવું જોઇએ તે સ્વભાવિક છે.

જેમ ચંદ્ર સૂર્ય અભેદ ભાવે વિશ્વની સેવા પ્રકાશ આપીને કરે છે, તેમ માનવે પણ "વસુધૈવ કુટુમ્બકમ્" આ સૂત્રને અનુસરી વિશ્વને પોતાનું કુટુંબ માની વિશ્વની અભેદ ભાવે સેવા કરવાથી

મનુષ્યત્વની પ્રાપ્તિ થાય છે, અન્યથા જેટલા પ્રમાણમાં તેનામાં વિશાળ ભાવના નથી તેટલા પ્રમાણમાં તેનામા મનુષ્યત્વની ખામી છે

ભદ્રતા, વિનય, દયા ને નિરાભિમાન આ ચાર ગુણો મનુષ્યની પ્રકૃતિમાં હોવા જોઇએ. આ ચાર ગુણો સિવાયનો માનવ તે નકલી માનવ છે. શાસ્ત્રકાર તેને ભાવમા નર્ક તથા પશુયોનિનો જીવ માને છે

**કર્તવ્ય પ્રકાશઃ**—વિશ્વની તમામ હીલચાલો તે માનવના સૂક્ષ્મ વિચારોનાં પ્રત્યક્ષ સ્વરૂપો છે, મનુષ્યમાં અદૃશ્ય રહેલી ગુપ્ત ઇચ્છા શકિતના એ સર્વે વ્યકત સ્વરૂપો છે યંત્રો, શાસ્ત્રો, શહેરો ને સ્ટીમરો આદિ દૃશ્યમાન વસ્તુઓ, તે માનવની ઇચ્છા શકિતનાં વ્યકત સ્વરૂપો છે, કર્તવ્યો છે ને કર્મો છે.

જીવનની તમામ નાની મોટી શુભાશુભ પ્રવૃતિ તે શુભ કર્મ અને અશુભ કર્મના નામે ઓળખાય છે. અને કુદરતના સામ્રાજ્યમા તેની શાશ્વત નોંધ રહે છે. સુખ અને દુઃખ તે આપણા કર્તવ્યોથી નોતરેલા મહેમાનો છે. મહેમાનો તરીકે બંનેનો સત્કાર કરવો જોઇએ. સુખમા કદાચ જાગૃત ન રહીએ તો તે વૈભવ અને વિલાસમાં વિલાસ કરવા પણ તેડી જઇ પતન કરાવે છે. ત્યારે આપણો પ્રાચીન ઇતિહાસ તપાસીશું તો મહાપુરૂષો પ્રાયઃ કરીને સુખના કરતાં દુઃખથી, સંપત્તિને સ્થાને વિપત્તિથી, અને સ્તુતિને સ્થાને નિંદાથીજ જ્ઞાની, પ્રમાનશીલ અને પ્રગતિશીલ બની શકયા છે.

કર્મ તેવો સ્વભાવ અને સ્વભાવ તેવી ઇચ્છા અને ઇચ્છા તેવી પ્રવૃત્તિ થવા પામે છે. વર્તમાનનુ આપણુ તથા સમસ્ત જીવાયોનિનું સ્વરૂપ રાજા અને રંક, સુખી અને દુઃખી, કીડી તથા હાથી, આદિ વર્તમાનમા દ્રષ્ટિગોચર થતાં ચોરાસી લાખ જીવાયોનિનું

સ્વરૂપ, તે અનેક જન્મોની ઇચ્છાઓના મૂર્ત સ્વરૂપે છે. અધમ પુરૂષ અને અવતારી પુરૂષ તે પણ જન્મોની ઇચ્છાઓના મૂર્ત સ્વરૂપો છે. ઇચ્છાનુસાર સ્વરૂપ તમામને પ્રાપ્ત થાય છે. ભુતકાળની ઇચ્છાઓનું સ્વરૂપ વર્તમાનમાં દેખાય છે, અને વર્તમાનની ઇચ્છાઓનું સ્વરૂપ તે ભવિષ્યમાં મૂર્ત સ્વરૂપ ધારણ કરશે. માનવ પોતેજ પોતાનો વિશ્વકર્મા અને વિધાતા છે. જેવો બનવા ચાહે તેવો બની શકે છે વર્તમાનના ઇષ્ટ, અનિષ્ટ સંયોગો માટે ઇર્ષા, ખેદ કરવો નિરર્થક છે, કારણ ભુતકાળ તેનો ભૂત સમાન છે, તે પકડવાથી હાથમાં આવી શકતો નથી. માત્ર ભવિષ્યના જીવનનું ઘડતર આપણી સત્તાની વાત છે. સ્વર્ગીય, નારકીય, પાશવીય યા માનવીય તે ચાર માંહેનું જે ઘડતર પ્રિય હોય તેનું ઘડતર ઘડો, અને તે સ્થાન પ્રાપ્ત કરો ઉપરોક્ત ઘાટોમાથી જેને જે ઘાટ પસંદ છે, તે ઘાટ માટે અવિશ્રાંત પરિશ્રમો રાત્રિ દીવસ કરે છે. છેવટે તેનો ઘડેલો ઘાટ તેને પ્રાપ્ત થાય છે. પોતાના ઇચ્છા વિરૂધ્ધ માનવને કાંઇપણ મળતું નથી. માટે પ્રત્યેક કાર્ય કરતા પહેલાં કર્મ શું અને અકર્મ શું ? કર્તવ્ય શું અને અકર્તવ્ય શું ? ઇચ્છનીય શું અને અનિચ્છનીય શુ ? તેનો વિચાર કરો. એટલુંજ નહિ પણ તે પ્રમાણે આચરો,

કર્મ કરવા એટલે પોતાની માનસિક ઇચ્છા શક્તિને વ્યક્ત કરવી. તમામ કર્મો કરવામાં હેતુ હોય છે હેતુ સિવાય કર્મ થઇજ ન શકે. વર્તમાનના માનવો માન. પૂજા અને ધનના હેતુ માટેજ કર્મ કર્યા કરે છે.

પશ્ચિમના ગણીત પ્રમાણે ૧૫૦ કરોડ માનવોની સંખ્યા છે તેમાં ૧૫૦ કરોડની આકૃતિ ભિન્ન ભિન્ન છે. તેમ તેમની ઇચ્છાઓ પણ ભિન્ન ભિન્ન છે. ૧૫૦ કરોડમાંથી સમાન આકૃતિવાળા બે

પુરૂષો યા બે સ્ત્રીઓ મળવી મુશ્કેલ છે. આકૃતિમાં કદાચ સાધારણ સમાનતા અનુભવાય પણ ઇચ્છાઓમાં તો આકાશ પાતાળ જેટલી ભિન્નતા અનુભવાય છે. ભારતના માનવો કીર્તિ માટે કર્મ કરે છે, તેમ ચીનના માનવો પણ કીર્તિ માટે કર્મ કરે છે. છતા બંનેના આશયમા મહાન અંતર છે. ચીના લોકો પોતાના મરણ પછીની કીર્તિની આશાએ શુભ કર્મ કરે છે. ચીના લોકોમાં તેના મરણ પામ્યા પછી સન્માનની પદવી અપાય છે. આપણા કરતા આ પ્રણાલિકા સારી છે. વર્તમાનમા માનવો રાયબહાદુર, દિવાનબહાદુર ને રાયસાહેબ આદિની પદવીઓ પ્રાપ્ત કરવા માટે, થાય તેટલા સાચા ખોટા ધમપછાડા કરે છે, અને તે મળવાથી યા ન મળવાથી હર્ષ અને ખેદનો પરિતાપ ભોગવે છે. ત્યારે ચીન દેશમા પુત્ર સારા કાર્ય કરે અને તેના મરણ પામેલ દાદાઓને મળે છે અને તે મૃત બાપ દાદાઓની સન્માનમય પદવીથી તેઓ પ્રસન્ન થાય છે અને પૂર્વજોના ઋણમાથી મુક્ત થવા યત્ન સેવે છે.

કેટલાકનો જન્મતા જ પોતાની કબર બંધાવવી શરૂ કરાવે છે. છે, અને પોતાની સંપત્તિનો મોટો ભાગ કબર બનાવવામાં વાપરે છે. જીવન પર્યંત કબર બનાવે છે અને જેમ કબર મોટી તેમ માન અને મહત્વના માનવામા આવે છે આ પ્રવૃત્તિ કરવાનું ધ્યેય પણ મરણ સન્મુખ રહે છે જેથી તે પાપકાર્યથી શંકાશીલ રહી શકે છે. ત્યારે ભારતમા પોતાના વિલાસ માટે મોટા બાગ, બંગલા, મહેલો અને હવેલીઓ બંધાવે છે મહેલો અને બંગલાઓ બનાવનારનું મરણ પર્યંત વિલાસમાજ ધ્યેય રહે છે. આ પ્રમાણે માનવોની આકૃતિની ભિન્નતા સાથે તેમની ઇચ્છાઓ અને પ્રવૃત્તિઓ પણ ભિન્ન ભિન્ન અનુભવાય છે.

કેટલાક અસત્ય, અનીતિ અને અન્યાયમય ધંધો કરીને તે પાપ ધોવાને માટે દાન કરે છે. તે તેમનુ દાન નથી પણ ઠગાઇ છે જેમ કોઇ ચોર ચોરી કરીને તે પાપમાંથી છૂટવા માટે સીપાઇને લાંચ આપે છે, તેમ આ પણ શુભ કર્મને લાંચ આપવા સમાન છે. પ્રથમ તો ભારતમાં દાનની પ્રથાજ ઓછા પ્રમાણમા છે, તેમાં વર્તમાનમા દાન તે કેવળ માન અને સન્માનાર્થે અનુભવાય છે. દાતા, દાન લેનારને પગે પડે; ઘુંટણીએ પડે કે મારા સદ્‌ભાગ્ય છે, કે તમારા જેવા પાત્રના યોગે મારી લક્ષ્મીગંગા પાવન થાય છે, અન્યથા ગંધાઇ જાય, કૃપા કરીને ફરી આ સેવકને પાવન કરજો. મો રૂપી આનું દાન આપીને લાખના માનની ઇચ્છા કરવામા આવે છે. **લાખનું દાન કરવું સરળ છે, પણ દાન દેવાથી ઉત્પન્ન થએલ માનની ભાવના તેનું દાન દેવું અનંત મુશ્કેલ છે,** દાન દેવું તે દેવું નથી, પણ મોટામા મોટી લૂંટ છે. ખેડુત જમીનમા ધાન્યના દાણા વાવે છે તે જમીનને દાન કરે છે કે જમીનને લૂંટી લે છે? જ્યારે માટી, પાણી, કાદવ, કીચડ ને ઉકરડામય જમીનમા બી નાખવાથી તેના ફળ સ્વરૂપમા એકને સ્થાને સેંકડો બી મળે છે, તો માનવ સંસારના ઉદ્ધારાર્થે માનવ ભૂમિમાં દાનના બીજ વાવનારને કેટલો અલભ્ય લાભ થઇ શકે? પાણીનો ભરેલ ઘડો ખાલી ઘડામાં પાણી નાખતી વખતે પોતાની ગરદન નમાવીને તેમાં પાણી રેડે છે. વૃક્ષો પણ ફળ આવે ઉંચાઇ તજી નીચે નમી જાય છે. તેમ દાતાએ દાન લેનારને સન્માન આપીને પોતાના ઉદ્ધાર અર્થે દાન દેવું જોઇએ. દાન લેનાર ઋણી નથી પણ દેનાર ઋણી છે કે લેનારના પ્રતાપે તેની લક્ષ્મીનો સારામાં સારો ઉપયોગ થાય છે. કર્મ કર્તવ્ય ખાતર કરવા તેજ ઉત્તમ. સ્વર્ગસુખ ન

મત્તાની લાલચ વિના જે પાંચ મિનીટ માટે પણ સત્કાર્ય કરી શકે છે તેનામાં અતિમક ગુણો મેળવ ાની સત્તા બીજ રૂપે રહેલ છે. કોઇપણ પ્રકારની ઇચ્છા, ફળની આશા રાખ્યા વિના સત્કાર્ય કરવું, તે આત્મ સંયમની શકિતનુ ઉચ્ચ સ્વરૂપ છે, બહારના અનેક વ્યાપારો કરતા આત્મસંયમ તે બહુજ ઉચ્ચ શકિત છે શુભ કાર્યના ફળની સ્વાર્થી ભાવના નિર્મૂલ બનવાથી તે માનવ વિશ્વમાં પ્રચંડ શકિત શાળી બને છે. ફળાશાની સ્વાર્થમય દ્રષ્ટિ ન રાખતાં સ્વસ્વભાવગમ્ય વિશાળ દ્રષ્ટિ રાખો. શત્રુ કે મિત્ર આદિ વિચાર કર્યા સિવાય તેના શ્રેય માટે તત્પર રહો. અભેદભાવે ફળની આશા રાખ્યા વિના શુભ કાર્ય કરવા તે અસિધારા વ્રત સમ કઠણ વ્રત છે. પણ તેજ અસિધારા પ્રગતિ માટે પથ કાપીને આગળ વધારી શકે છે.

બિલાડી પોતાના બચ્ચાં પ્રત્યે કરૂણા, દયા, પ્રેમ અને સ્નેહ દર્શાવે તેથી તે દયામૂર્તિ અને પ્રેમી યોગણ બની શકતી નથી, અને તેમા તેના જીવનની લેશ માત્ર સફળતા પણ નથી. તે તમામ પ્રાણીઓ પ્રત્યે પોતાના બાળક જેવો માતૃભાવ રાખે તોજ તે દયામાતા ગણી શકાય, અને તેનું જીવન સફળ માની શકાય. તેમ માનવો પોતાના કુટુંબ, જાતિ, સ્વજન કે સ્નેહી સાથે સ્નેહભાવ રાખે, અને તેમ કરવાથી જો તેમને દયાવનાર માનવામા આવે તો બિલાડીને પણ દયાદેવી માનવી પડશે. શત્રુ તથા મિત્ર પ્રત્યે અભેદભાવે સેવા કરનારજ શુભ કર્ત્તવ્ય કરે છે તેમ માની શકાય

મુસલમાન પાસે માંસ હોવા છતા તે પ્રાણ જાય છતા ન ખાય, તથા પોતાના સ્નેહીને ન ખાવા દે તો તે પ્રવૃતિ તેના માટે ધર્મ છે. પણ તેવી સ્થિતિના હિંદુ માટે તે પ્રવૃત્તિ ધર્મ ન મનાય; તેમ કુટુંબીની સેવા કરવી, વારસાગત દારૂ માંસનો ત્યાગ શિક્ષાનો

ત્યાગ, ચોરીના ધંધાનો ત્યાગ, કોઇનુ ખૂન કરવાનો ત્યાગ, તે વાસ્તવિક ત્યાગ અને શુભ કર્મરૂપ ન માની શકાય પોતાની સ્વાર્થભાવનાનો ઉચ્છેદ કરવો—આ મારૂં અને આ તારૂં, આવી સંકુચિત બુદ્ધિનો ત્યાગ કરી જે પોતાના સર્વસ્વના ભોગે વિશ્વની સેવા કરવા માટે સેવા વ્રતની દીક્ષા લે છે, તેજ ત્યાગ છે. પરોપકારનુ કાર્ય ક્ષુદ્ર વૃત્તિનો નાશ કરી-પવિત્ર કરી માનવને પૂર્ણાવસ્થા પરમાત્મપદ સુધી પહોંચાડી શકે છે

આપણી દ્રષ્ટિએ પડતો ભિખારી પણ આપણી ઉપકાર બુદ્ધિને જાગૃત કરી ઉલટો આપણનેજ ઋણી બનાવે છે. ભિખારી આપણને ઉપકાર કરવાની તક આપે છે, માટે તેનો આભાર માનવો જોઇએ. તો તેની પાસેથી આભાર મનાવવાનુ યા યશોગાનની ગાથા ગવરાવવાનું તો કેમ શોભે ? ભિખારી દ્વારા દાતૃત્વ બુદ્ધિ રૂપી સૌભાગ્યની પ્રાપ્તિ માટે પોતાને કૃતાર્થ માનો ભિખારીનો વેષ માત્ર શ્રીમંતોના ઉદ્ધાર માટે આટલો ઉપકાર છે, તો શ્રીમંતોનું જીવન અનાથો અને દયાપાત્રો માટે કેટલું ઉપકારક હોવુ જોઇએ તેનો શ્રીમંતોએ વિચાર કરી પોતાનું કર્તવ્ય વિચારવું જોઇએ.

પરોપકાર કરવાનો વિચાર કરવો તે અહંભાવનું પોષણ છે પરોપકારની ઇચ્છા વધે તેમ અહંભાવનો નાશ થતો જાય છે. જંગલમાં માત્ર ફાટેલી લંગોટીભર રહેનારમાં જો અહંવૃત્તિ હોય તો તે શુદ્ધ સંસારી છે, અને અનાસક્ત ભાવનાવાળો ભરત જેવો ચક્રવર્તિ રાજા સિંહાસનારૂઢ હોવા છતા પણ તે શુદ્ધ ત્યાગી છે.

પવિત્ર વિચારો કરવા તે વિશ્વમાં અમૃત ફેલાવવા સમાન છે, અને અપવિત્ર વિચારો કરવા તે વિશ્વમાં વિષ ફેલાવવા સમાન છે.

બીજાને મદદ કરનાર બીજાને મદદ કરતો નથી પણ પોતાનેજ મદદ કરે છે. તેમ કરીને તે પોતાની જાતને સુશિક્ષિત સંસ્કારિત બનાવે છે, માત્ર આ એકજ પાઠ શીખો તો બસ છે. સારા કાર્યના બદલામાં પોતાથી વિશેષ સારા કાર્ય પોતાને ખર્ચ ... ણ ન પડે અને બનવા પામે તેવી ભાવના રાખો ફલાશા વિનાની બુદ્ધિ તે અમોઘ શસ્ત્ર છે અને તેથી તમામ અજ્ઞાનતાનો નાશ થાય છે, અને તેનો અપૂર્વ આનંદ પોતેજ ભોગવી શકે છે.

માખી મધ ખાવા આવે છે પણ વાસણમાંજ ફસાઇને મરણ પામે છે તેમ મનવો વિષય વિલાસનો આનંદ લેવા જતાં ફસાઇ જાય છે અને ઉલટા બીજાના આનંદ અને દયાપાત્ર બને છે. લેવા આવ્યા પણ ઉલટા લેવાઇ જાય છે. ભોગવવા આવ્યા પણ ઉલટા ભોગવાઇ જાય છે, માલીક થવા આવ્યા પણ ઉલટા ગુલામ થઇ ગયા. કર્મ કરવા આવ્યા પણ ઉલટા કર્મરૂપ થઇ ગયા, જીવનના સુખો ભોગવવા આવ્યા પણ સુખનાજ પોતે ભોગ બની ગયા. આટલો અનુભવ થવા છતા સાવધાન ન થનારને બળાત્કારે પોતાનો વૈભવ ને વિલાસના સાધનો, વિલા ને દીન મુખે છોડીને ચાલ્યું જવું પડે છે તેમ નહિ પણ તેને કાઢી મુકવામા આવે છે

દાન, ઉદારતા અને સહિષ્ણુતા સેવશો તો અનંત ગણી વિશેષ દાન, ઉદારતા ને સહિષ્ણુતા મળશે દાન, ઉદારતા અને સહિષ્ણુતા નહિ રાખો તો કુદરત તમારી પાસે બળાત્કારે કરાવશે. સુખ ને વિલાસના સાધનો સદુપયોગમા વાપરો, અન્યથા કુદરત ગળચી પકડીને, છાતી પર બેસીને પડાવી લેશે. ભાન ભૂલો નહિ, થોડા તો ડાહ્યા થાઓ. અનિચ્છાએ સર્વસ્વનો ત્યાગ કરવામા દુઃખ છે, તેજ વસ્તુ સ્વાધીનતાએ ત્યાગ કરવામાં પરમસુખ અને શાંતિ છે.

એવો એકપણ માણસ વિશ્વમાંથી ગયો નથી કે જેનું છીનવી લીધું ન હોય. જેટલા પ્રમાણમાં વિશેષ મં પ્રમાણમા અંત સમયે તે વિશેષ સંપત્તિનો મોહ દુઃખનો કલેશ થશે કે હાય ! આ બધું બળાત્કારે છીનવી લેવાય છે. મારું કાઇપણ જોર ચાલતું નથી. સામે અપીલ પણ થઇ શકતી નથી. મારી ફરિયાદ અને કાલાવાલા કોઇપણ સાંભળતું પર્યંત પાણી પોપીને મોટું કર્યું શા લડાવ્યાં તે શરીરજ દગો દે છે, ઉઠવા એમનાની નથી, આ શરીર પરમ ભાર રૂપ અનુભવાય છે, વિપત્તિ અનુભવાય છે. પોતાની કર્તવ્ય વિમુખતા સમ અત્યાચાર અને પાપોનો પ્રકાશ નજર સામે પ્રગટ બદલો ભોગવવા જતાં થર થર કંપાયમાન થાય ભોગે એક કલાક વિશેષ જીવવા ઇચ્છે છે, પણ અશ અપાત્ર પોતાનો જીવનનો ચોપડો વસાવવા કુદરતને સોંપાવે છે, સ્નેહીઓ એકઠી આંસુડાં પાડી, તાલી કુટે છે. સર્વરીતે ભુલી જાય છે તેનું નામ માત્ર જાણે તે સંજોગો નહોતો તેમ અલોપ થઇ જાય છે

જલદી વાવશો તો જલદી ઉગશે, તેમ તમને જલદી મળશે અન્યથા ઉપર જણાવ્યા પ્રમાણે પારધીની જાળમા પકડાએલ પક્ષીવત્ ધમપછાડાને નાપ કર્યે કંઇ વળવાનું નથી. સ્ત્રી, પુત્ર ને ધનના સુખની ખાતર, માનવ પોતાના જીવનના અવની અને અપમાન દશામા પડી જાય છે.

રોગને યોગ્ય શરીર ન થાય ત્યાસુધી શરીમા રોગ પ્રવેશ કરી શકતો નથી તેમ દુખને આમ ત્રણ આપ્યા સિવાય દુઃખ આપણી પાસે આવી શકતુ નથી. કાગડા, ગીધ અને સમડીઓને ફોલી ખાવા લાયક મડદુ બને છે ત્યારેજ તેઓ ફોલી ખાવા માટે આવે છે. તેમ માનવજ પોતાના સુખ તથા દુખનો કર્તા તથા હર્તા છે. તમે તમારા જીવનમા જેટલી ખત્તા ખાધી છે તે માટે તપાસ કરશો તો તે માટે તમે તૈયારી કરી રાખી હતી તેમ તમને સ્પષ્ટ સમજાશે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, બાહ્ય જગત આપણા પર સત્તા ચલાવી શકતું નથી, પણ પોતામા રહેલ તત્વની સત્તાના અનુસારે, આજ્ઞા પ્રમાણે બાહ્ય જગત વર્તે છે. આપણી અતર સૃષ્ટિ પર સત્તા રાખીએ તો વિશ્વની કોઇપણ સત્તા આપણા પર ચાલી શકે નહિ.

આપણે પોતાના દોષો જોતા નથી, પણ બીજાના દોષો જોઇએ છીએ. પણ જોતું હોય તો આવા દોષીત જગતમા તારો જન્મ શા માટે થવા પામે? જો આ જગતમાં બધા સેતાન છે, તો તું પણ સેતાન છે. અન્યથા સેતાન ભેગો તારો જન્મ થવા પામત નહિ. બીજાના દોષ જોવા રૂપ કાયર ન બનો પણ પોતાના દોષ જોવા રૂપ વીર અને મહાવીર બનો.

આપણે જ્ઞાનની વાતો કરીએ છીએ અને પ્રસંગ આવે શબ્દ રૂપ એક કાંકરી આપણને તોપના ગોળા વત ચમકાવી દે છે, અને જ્ઞાનનો નાશ કરે છે, આથી વિશેષ પામરતા અન્ય શી હોઇ શકે? કોઇપણ મૂર્ખ માણસ પણ આપણને અપ્રિય શબ્દ કહી, જો આપણી જ્ઞાનની મહત્તાનો નાશ કરી શકે તો આથી વિશેષ પામરતા અન્ય શી હોઇ શકે? ભીતને મારનારને પોતાનેજ પોતાની મુઠી વાગે છે, તો શું આપણે ભીંત કરતા પણ વિશેષ જડ કે એક શબ્દની કાંકરી

ગાનથી હાલી જઇએ ? આપણે ચૈતન્ય
કર્તવ્ય વિચારવું જોઇએ,

રાત્રિ પણ દિવસ જેટલી ઉપકર
અને ઉનાળા
**નિંદક** તેમ નિંદક પા
તમારા નિંદકે
કારણ તે તમારૂં તમે પોતે તમારૂં જેટ
પણ તમારૂ વિશેષ એમ પોતાની નુકસા
છે, અને તમને વિષય કષાયમાં ડુબતા
છે જ્યાં માનવો તમને ધિક્કારતા હોય
અને તે ઉપકારી પુરૂષોની કલ્યાણકારી
ભાવનાને હાંકી કાઢો, તેની તમને
મદદ લો. નિંદકનો આભાર માનો.
ગુણના દર્શન માટે અક્ષય દર્પ
તેમા પોતાને જોઇને પોતાને સુધારી શ
કરી પ્રસન્ન થાય, તો પોતાને પરમ ભા
એમે તમે તેના સુખમાં સહાયક બન્યા.
મનના બોજે અન્ય જીવોને પ્રસન્ન રાખી
નિંદક ભાઇ તમારી નિંદા કરી પ્રસન્નત
માટે તમારી આટલી નિંદા સાંભળવાની
રાખવી જોઇએ

નિંદકની નિંદાને તમે માન આપશો
કોની ગમે નિંદા કરશે ? બહેરાને કોણ
કોણ દૃષ્ટ ચેષ્ટા કરશે ? વિચાર કરવી

છે તેમ વિશેષ દુષ્ટ પ્રકૃતિવાળો તમારૂં વિશેષ હિત કરતો જશે માટે તેનો સત્કાર કરો. નિંદક આપણા માટે દીવાદાંડી સમાન ઉપકારક છે. આપણને દોષની ભેખડમાં ભટકાતા બચાવી આપણી રક્ષા કરે છે. નિંદક રૂપ દીવાદાંડી ન હોત તો આપણું વિશેષ પતન થાત. અંધારૂં હોય તોજ ઘરમાં ચોર, કુતરા અને બિલાડી ભરાઈ જાય છે, અને પ્રકાશ થયે સર્વ પલાયન કરી જાય છે; તેમ નિંદકના પ્રકાશના ભયે દોષરૂપ ચોર, કુતરાં અને બિલાડી આપણામાંથી નાસી જાય છે. વિશુદ્ધ થવા માટે સોનાને તેજાબમાં પડવું પડે છે, તેમ નિંદક તે પ્રગતિના માર્ગ ચિન્હ રૂપે છે. કોઇ દ્વારા અપમાન યા નિંદાયુકત શબ્દો સાંભળી અપ્રસન્ન થવું, તે ટેલીફોન દ્વારા અશુભ સમાચાર સાંભળી ટેલીફોન તોડી નાંખવા સમાન છે. શરદી, ગરમી ને વર્ષા માટે કોઇ પર કોપ ન કરાય, તેમ નિંદકના નિંદાયુકત પ્રતિકુળ શબ્દો માટે પણ કોપ ન કરાય. પોતાનું શરીર પોતાની મરજી પ્રમાણે ચાલતું નથી, તો અન્ય કોના ઉપર આપણો અધિકાર છે કે જે આપણને ગમતુ આપણા માટે બોલે યા લખે ? નિંદા પ્રત્યે ખોટું લગાડવાથી કંઇ સુધારો થવાનો નથી માટે સમભાવમાં રહેવુ તેમાજ શ્રેય અને સુખ છે.

વંદક.—અનુયાયી કરતા ટીકાકાર પાસેથી વિશેષ જાણવાનું મળે છે તમે તમારી રક્ષા તમારા શત્રુઓથી ન ઇચ્છો, પણ તમારા મિત્રોથી તમારી ઘાત ન થાય તેમ ઇચ્છો; કારણ શત્રુઓ તમારો થોડો સમય બગાડે છે ત્યારે મિત્રો તમારી પ્રશંસા કરી તમારો વિશેષ સમય ખરાબ કરે છે, અને તમારી આત્માની ઘાત પણ વિશેષ પ્રમાણમા કરે છે નિંદક તથા પ્રશંસક તમારૂં અહિત કરનાર છે અને તે તમારી આંખમાં ધૂળ નાંખે છે. નિંદકની ધૂળ મરચા

જેવો છે, જેથી તે શીઘ્ર સાવધાન કરે છે, ત્યારે પ્રશંસકની ધૂળ સોનાની ધૂળ સમાન છે. સોનાની ધૂળનો પ્રહાર આંખને વિશેષ લાગે છે અને તેથી આંખને વિશેષ નુકસાન થવા પામે છે. તેથી નિંદક કરતાં પ્રશંસક આત્મા માટે વિશેષ ઘાતક છે. શાસ્ત્રકારે **અપમાનના પરિષહનો વિજય કરનારને દેશ વિજયી માન્યો છે, ત્યારે માનના પરિષહનો વિજય કરનારને સંપૂર્ણ વિજયી માન્યો છે.** નિંદાના પ્રસંગોમાં સમભાવ રાખી શકાય છે, પણ માન, પૂજા તથા પ્રશંસાના સંયોગોમાં જે પોતાના સમભાવના સંયમને સાચવી શકે છે તેજ સંપૂર્ણ વિજયી છે.

**આજનું માનસઃ**—વિજ્ઞાનના જડવાદના જમાનામાં આજના માનવનું માનસ પણ જડવત અનુભવાય છે. ચૈતન્યવાદની ભીંતોના ભુક્કા થતા જાય છે, અને જડવાદનાં ચણતર વિવિધ રીતે ચણાઈ રહ્યાં છે. ધર્મ યુગને સ્થાને આજનો યુગ, ધનયુગ અને અર્થયુગ બનવા પામ્યો છે, ને તે માટેજ વિજ્ઞાનની મદદ લઈ અપાર દોડધામ કરવામાં આવે છે. અર્થ યુગને પહોંચી વળવા માટે રેલ્વે, સ્ટીમર, અને મોટરોનો વેગ રગશીયા ગાડા જેવો અનુભવાયો, જેથી એરોપ્લેનની શોધ થવા પામી અને તેનો વેગ પણ વર્તમાનમાં રગશીયા ગાડા જેવો અનુભવાયાથી, વિશેષ વેગવંત બનાવવા વેગવંતા યત્નો થઈ રહ્યા છે.

જે વસ્તુના પૈસા ઉપજે તે વસ્તુને સત્ય માનવામાં આવે છે, ત્યારે ધર્મ જેવી વસ્તુ કે જેના પૈસા ઉપન્ન ન થઈ શકે તેને મિથ્યા માનવામાં આવે છે. માનવની તમામ શક્તિ, દ્રવ્ય પ્રીતિ ને ભોગોપભોગના પદાર્થોના સંચયમાં વપરાય છે. જેથી આજના માનવોને ધાર્મિક પ્રવૃત્તિ જીવન સંહારક અનુભવાય છે, અને આર્થિક પ્રવૃત્તિ

પ્રાણદાતા સમપ્રિય અનુભવાય છે. **ચૈતન્યવાદનો પૂજારી કનક, કામિની અને કીર્તિને સાપની કાંચળીવત ત્રેવડું બંધન માની કાઢી નાખે છે, ત્યારે જડવાદનો પૂજારી તેના અભાવમાં મહાસાગરના પાણીને પણ શરમાવી નાખે તેટલાં અશ્રુઓનો ચોધારો ગોઝારો વરસાદ વરસાવે છે.** વિષય, વિલાસ અને વિકાર વર્ધક ઉપદેશ, વાંચન, શ્રવણ અને મનનને બંધ બેસતું માને છે, અને આત્મવાદના તત્વને વિષમય અનુભવે છે. અનીતિ અને અન્યાયમય ધનોપાર્જનમય જીવનને વાસ્તવિક અનુભવે છે, ત્યારે નીતિ અને ન્યાયમય જીવનને નિર્ધનતા અને દુઃખના ભંડાર રૂપે અનુભવે છે. વિષય-કષાય વિનાની ચૈતન્યમય પ્રવૃત્તિ, દુર્ગંધ યુક્ત સડેલ મડદા જેવી દુર્ગુચ્છનીય અનુભવાય છે, ને વિષય કષાયની પ્રવૃત્તિ પ્રાણથી પ્રિય મનાય છે અને તેના માટે જીવ સટોસટ યત્ન સેવે છે—પોતાના પ્રાણ પાથરે છે. ધર્મ તત્વને બુટ નીચે કચરાતી ધૂળ કરતાં પણ વિશેષ નિર્માલ્ય માને છે; અને ધાર્મિક ક્રિયા, ધર્મગુરૂ તથા ધર્મશાસ્ત્રોને સડેલ હાડકાના પીંડસમ અવાચ્છનીય અનુભવે છે. અધાર્મિકતા તેજ યોગ્ય પ્રવૃત્તિને જીવન માને છે. પોતાનું બળ ધનોપાર્જન કરવામાંજ સફળ માને છે.

સુખ આનંદ અને મોજશોખથી બેનસીબ, ભાગ્યહીન અને નાલાયકો માટેજ ધર્મ અને તેઓ ધાર્મિકતાના ત્યાગમાંજ પોતાનો ઉદ્ધાર માને છે. ધાર્મિકતાને શરમ ભરેલી મૂર્ખાઈ અને અધોગતિનો દરવાજો માને છે.

જડવાદના ચશ્મા ઉતારી આત્મવાદના ચશ્મા ધારણ કરે તો તેને સમજાય કે ધર્મતત્વને જડ માનનાર પોતેજ જડ છે.

ધર્મના શરણથીજ ભવિષ્ય સવિશેષ ઉજ્જ્વળ બની શકે. **ધર્મ ભાવનાના અભાવેજ દેશનું પતન અનુભવાય છે.** તમામ રાજ્યો અને રાષ્ટ્રો ભયભીત છે. તેમના મસ્તક પર કોહીનૂરને સ્થાને કાંટાળા તાજ અનુભવાય છે. વ્યાપક વિનાશી વિષમય ઝેરી ગેસ, બોમ્બગોળા અને લડાયક હવાઈ જહાજો અને જંગી જહાજોની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. તમામ રાજ્યોના મુઠીમાં જીવ આવી ગયા છે. આજે શાંતિ છે કાલનું કુદરત જાણે! લશ્કરમાં સ્ત્રીઓ માટે પણ ફરજીયાત દાખલ થવાના કાયદાઓ ઘડાઈ ચૂક્યા છે, અને ના પાડનારને માટે ફાંસીના માંચડાઓ તૈયાર કરવામાં આવ્યા છે. લાખો માણસો ભોંયતળીએ છુપાઈને રહી શકે તેવાં ગુપ્ત ભોંયરા બનાવવામાં આવ્યા છે ઝેરી ગેસથી બચવા માટે લાખો બુરખાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ૭૦ લાખની વસ્તીવાળું લંડન શહેર થોડાજ કલાકમાં ખાલી કરવાની યોજના વિચારાય છે. આકાશમાં ઉડતાં હવાઈ જહાજોને તોપના ગોળાથી પાડનારા ગોળા તૈયાર થઈ રહ્યા છે. હવાઈ જહાજોને ઉપર ને ઉપર બાળી ભસ્મ કરી નાખે તેવા કિરણોની શોધ શોધાઈ ગઈ છે. દરીઆઈ જહાજોને પાણી ભાગમાં પકડીને ફસાવે તેવા ફસાવવાની જાળોની ગુંથણીઓ પણ થઈ રહી છે વાયરલેસ મારફત વિશ્વના વિનાશની યોજનાના ઘાટ ઘડાઈ ચૂક્યા છે. આ બધો પ્રતાપ કોનો? ધર્મનો કે અધર્મનો?

ધર્મના પ્રતાપેજ શાંતિ અને શીતળ છાયા છે. તેના અભાવે દાવાનળ અને જ્વાળામુખીની સર્વભક્ષી જ્વાળાઓ તૈયાર છે. ધર્મ વિનાની પ્રવૃત્તિમાં પગલું ભરવું, યા તેવો વિચાર માત્ર કરવો ને માનવ ધર્મનું ઘોર અપમાન કરવા સમાન છે. સત્ય, પવિત્રતા અને નિસ્વાર્થતા એ ત્રણ બળ ત્રિલોકને ધ્રુજાવી શકે તેવા બળવાન છે. ધર્મ-

સંબંધ બાંધી શક્યો નથી. પોતાના સુખ દુઃખનો વિચાર માત્ર પણ કરી શક્યો નથી, તથા પોતાની સાથે લેશ માત્ર સંબંધ પણ બાંધી શક્યો નથી. આથી વિશેષ આશ્ચર્ય અને નાસ્તિકતા અન્ય શી હોઈ શકે ? ત્રણ લોકનું રાજ્ય કરવાને યત્ન કરે છે, પણ પોતાના પર રાજ્ય કરવા યત્ન સેવતો નથી. ત્રણ લોકના ભાવ જાણવાને આતુર છે, તે જોવાને તથા જાણવાને લાખોના ખર્ચ કરવા તૈયાર છે. પણ તેને પોતાના ભાવ જાણવા તથા સાંભળવાની ઈચ્છા માત્ર થતી નથી. અને પોતાના ભાવ સંભળાવે તો તે સાંભળવા તથા જાણવા પણ તૈયાર નથી. વિશ્વને વશ કરવા યત્ન સેવે છે. પણ પોતે પોતાને વશ કરી શક્યો નથી. વિશ્વ સાથે મૈત્રી કરવા ઈચ્છે છે, પણ પોતાના સાથે વૈર વૃદ્ધિ વધારે છે. વિશ્વને જોવાની જીજ્ઞાસા છે, પણ પોતાના દર્શન માટે અંધદશા સેવાય છે. ત્રણ લોકના જીવોની ચિંતા તથા પંચાત કરે છે, પણ પોતાનું લેશ માત્ર ભાન નથી.

રેડીયો, વાયરલેસ, વીજળી, વરાળ, રેલ્વે, મોટર, સ્ટીમર અને એરોપ્લેન આદિ અનેક શોધો કરી, અને નવીન શોધો થઈ રહી છે, પણ પોતાની શોધ કરી શક્યો નથી. જડ પદાર્થોની પ્રગતિ કરી પણ પોતાની પ્રગતિ કરી શક્યો નથી વિશ્વને દયાપાત્ર માની તેની દયા કરવા યત્ન સેવે છે, પણ પોતાની દયા નથી. અને પોતા માટેની દયાનો વિચાર પણ નથી. વિશ્વને સુખી કરવા નરકુંડીઆં મારનારને, પોતાના સુખનું તો ભાન નથી મલીનમા મલીન પદાર્થને ઉપયોગી માનેલ છે (ઉકરડો) અને તેના રક્ષણ માટે સાધનો ( વાડ ) રાખવામાં આવેલ છે, ત્યારે પોતાને સર્વથા નિરુપયોગી, નિરર્થક માનેલ છે તો તેના રક્ષણની તો વાત ક્યાં ? કરોડો ને અબજોનાં હિસાબ કર્યા પણ પોતાના એકનો

હિસાબ ન કર્યો, અને તે માટે પોતાના હિસાબનો એકડો ઘુંટવા માટે હાથમાં પાટી, પેન પણ લીધેલ નથી, તથા લેતાં આવડતી પણ નથી, અને લેવી ગમતી પણ નથી.

શરીરમાં વધી ગએલા માથાના વાળ યા વધી ગએલ હાથે પગના નખ જેટલું પણ આત્મ તત્વને માન આપવામાં આવે, યાં તેનું તેટલુ સ્મરણ માત્ર કરવામાં આવે તોપણ હું કોણ? કયાંથી આવ્યો, અને કયાં જઇશું? તેવું ભાન નિત્ય થયા કરે તમામ પદાર્થો માટે અનંત તસ્દી લેવામાં આવે છે, ત્યારે પોતા માટે પરમ પ્રમાદ સેવાય છે. શરીરના નાશ સાથે આત્માનો પણ નાશ માનવામાં આવે છે.

વડોદરાના સંગ્રહસ્થાનમાં ૩૦૦૦ વર્ષનું જુનું મુડદું છે. તેને જોવા માટે હજારો માનવો હજારો માઇલોની લાખોનાં ખર્ચ કરીને આવે છે, પણ પોતાને જોવા માટે પોતાની આંખ માત્ર પણ ઉઘાડવામા આવતી નથી.

સ્થૂલ ભાષામાં કહીએ તો, આત્મા જીવાયોનિમાં ભ્રમણ કરે છે અને આધ્યાત્મિક ભાષામાં કહીએ તો જુદી જુદી માનસિક ભૂમિકાને શોભે તેવા પ્રકારની જીવાયોનિ પ્રાપ્ત થાય છે. પણ જડ વાદના બંધનને લીધે આત્મા પોતાનુ ભાન ભૂલેલ છે, જેથી તેને પોતાના અસ્તિત્વનું પણ ભાન નથી; ચૈતન્ય હોવા છતાં જડ જીવન વીતાવી, જડ જેવી જીવાયોનિમાં જન્મ ધારણ કરીને, માનવ ભવના મહત્વના પદને હારી જાય છે. પોતે પોતાના ચોકીદાર થાઓ અને પોતાને શોધો.

**ધર્મતત્વ:**—વડનું બીજ વધીને વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરે તેમ અલ્પ ધર્મ કર્મ યા અલ્પ અધર્મ કર્મ વિશાળ સ્વરૂપ ધારણ કરીને શુભાશુભ ફળ આપે છે.

વર્તમાનમાં, માનવ સમાજમાં ધર્મ ભાવના જણાતી નથી. કદાચ કોઇનામાં હોય છે, તો તે માત્ર પોતાના સંસાર સુખ વધારવા માટેજ, જેથી તેઓ ધર્મ ભાવનાને પણ વિષય વાસનાના વિષમાં ભેળવે છે. કેટલાક ધર્મને ખરાબ તત્વ માને છે. કારણ ધર્મ તત્વ અસત્ય, અનીતિ અને અન્યાયનું સેવન કરવા માટે ના પાડે છે. ધન સંચય કરવાને સ્થાને દાન કરવાનો ઉપદેશ આપે છે. વિષય વાસનાને બદલે વૈરાગ્ય અને સંયમમય જીવન ફરમાવે છે, જેથી માનવને ધર્મતત્વ વિપરીત અનુભવાય છે. માનવો ખાબોચીયા જેટલાં કુટુંબને પોતાનુ માને છે, અને તેમના માટે અપાર પાપ ઉપાર્જન કરે છે; ત્યારે જ્ઞાનીઓ તમામ વિશ્વને પોતાનું કુટુંબ માનવા માટે ફરમાન કરે છે. છતાં તેવા વિશાળ કુટુંબ માટે પણ લેશ માત્ર અસત્ય યા પાપાચરણનો સખ્ત વિરોધ કરે છે. તો પછી કોના માટે અધર્મ સેવન કરાય?

વર્તમાનમાં ટીલા, ટપકા, જનોઇ, માળા, મુહપત્તિ, મંદીર અને ધાર્મિક પુસ્તકો વાંચવામાં માનવો ધર્મ માને છે. તે ઉપરાંત ધર્મ, ઉપાશ્રયો, મંદીરો અને ધર્મશાસ્ત્રોમાં અનુભવાય છે. **સત્ય ધર્મ તો જીવનના તમામ પ્રસંગોમાં અને વ્યવહારમાં તાણાવાણા માફક વણાઇ જવો જોઇએ.** શરીર, ઇંદ્રિય અને અંગોપાંગના ધર્મો રાત્રે તથા દિવસે તમામ સ્થાને સાથેજ રહે છે. તે શરીરથી પૃથક થઇ શકતા નથી તેમ ધર્મભાવના જીવનમાં વણાય જીવનના પ્રત્યેક વ્યવહારમાં પગલે પગલે ધર્મભાવનાના પગલાં અને મંડાણ થવા જોઇએ.

કેટલાક પોતાને સારા કહેવરાવવા માટે, સારા વસ્ત્રાભૂષણ ધારણ કરે છે. તેમ સંસારમાં સારા કહેવરાવવા ખાતર ધર્મ તત્વને

માન આપે છે. અને ધાર્મિક પ્રસંગોમાં હાજરી આપે છે. પ્રાયઃકરીને ધર્મ સ્થાનો પર્વના દિવસે ઉભરાઈ જાય છે. તે ધર્મભાવનાને લીધે નહિં પણ ધર્મી તરીકેનું પ્રમાણપત્ર મેળવવાનો તેમનો આ પ્રયાસ છે.

ધર્મમા પ્રવેશ કર્યા પછી સુખ, દુ:ખ, સંયોગ, વિયોગ, માન, અપમાન આદિની છાયા માત્ર પણ સ્પર્શી શકતી નથી, તે સમયે તો સંસારનું ભાન ભૂલાય છે અને પોતે આત્મભાવમા રમણ કરે છે ધર્મ, આત્મતત્વ સિવાય વિશ્વને તેનાં અનંત તત્વોને અનંતાનંત મિથ્યા રૂપે જણાવે છે. ધર્મતત્વ હીરા, મોતી અને માણેકના હારને, સર્પના ભારા કરતાં વિશેષ ભયાનક અને સોના રૂપાને ધૂળને ઢેખારાથી પણ તુચ્છ સમજે છે. આવો ધર્મ આજના માનવોને પાલવે કે ? આવા ધર્મને આજનો માનવ સંસાર દેશનિકાલ કરવા યા ફાંસીએ ચઢાવવા માટે દોડધામ કરી રહેલ છે.

આત્મિક સંપત્તિ સિવાયની શારીરિક, વાચિક, માનસિક, કૌટુમ્બિક ને આર્થિક સંપત્તિને ધર્મ પરમ વિપત્તિ—હલાહલ વિષ રૂપે માને છે. તમે જેને શ્રાપ માનો છો, તેને ધર્મ આશીર્વાદ માને છે; અને તમે જેને આશીર્વાદ અને સુખ માનો છો તેને ધર્મ શ્રાપ અને દુઃખ માને છે. ભગવતી શાસ્ત્રમા ભગવતી જયતિ શ્રાવિકાના પ્રશ્નોના ઉત્તરમા, પ્રભુએ સંસારી જીવોને ધર્મ ભાવના વિનાના જીવોને સુતા, આળસુ, રોગી અને નિર્બળ ભલા ફરમાવ્યા છે, તેવી દશામાં તેમનુ પ્રભુએ શ્રેય ફરમાવેલ છે. હરણની અપેક્ષા એ સિંહમાં સર્વ પ્રકારે સંપત્તિ વિશેષ છે, પણ તે શક્તિનો ઉપયોગ જીવોના સંહાર માટે થતો હોવાથી સિંહની સંપત્તિ તેના માટે હિંસક કાર્યમાં સાધક હોઈ વિપત્તિ સમાન છે, તેમ સંપત્તિ શાળી માનવો પોતાની સંપત્તિનો ઉપયોગ જન સેવાર્થે વાપરે છે,

તો તે સંપત્તિ સુખદાયી છે, પણ જો તેઓ
ઉપયોગ પોતાના વૈભવ અને વિલાસમાંજ વાપરે છે,
કાર્યથી પર રહે છે તો તેમની સંપત્તિ તે સાક્ષાત
તેમના માટે દુઃખનો દાવાનળ છે.

તમે જેને ભોગ માનો છો, તેને ધર્મ રોગ
માટે ફરમાન કરે છે. તમે પુન્યાઇનો ઉદય માનો
પાપનો ઉદય માને છે. તમે વૈભવ, વિલાસ અને
માટે વલખા મારો છો, ત્યારે ધર્મ વિષય વાસનાના
ફરમાવે છે તમે વિચાર શૂન્ય જડ બની, પોતાને
આદિ અનંત માની અનંત કાળની સ્થિરતા માટે અનં
છો, ત્યારે ધર્મતત્વ તમને પાણીના પરપોટા કરતાં
ક્ષણિક માને છે તમે જેમાં પ્રમાદ માનો છો, તેને
પશ્ચાતાપનું સ્થાન જણાવે છે. વિષય વિલાસના સાધ
વિકાસ માનો છો, ત્યારે ધર્મ તે પ્રત્યેકને વિનાશના
છે. આવશ્યકતાઓ વધારવા તરફડાટ કરો છો, ત્યારે
તાઓ ઘટાડવા અગનભેદી અવાજે ફરમાન કરે છે. મૃ
માટે રખડપટ્ટી કરી પોતાના પ્રાણ ગુમાવે છે તેમ મ
વિષય પાછળ રખડપટી કરી જીવનથી ભ્રષ્ટ થાય છે.

ગરીબ કરતા ધનવાન વિશેષ દયા પાત્ર છે, કારણ
કપાયનો અંધકાર વિશેષ છે; માટે તે ધર્મ માટે વિશેષ અ
દશાશ્રુત સ્કંધ સૂત્રમાં પ્રભુ મહાવીરના સમવસરણમાં રાજ્યક
કુમારીકાઓ, શેઠકુમારો અને શેઠ કુમારીકાઓએ,
તથા રાજકુમારીઓ મહારાણીઓએ તથા શેઠાણીઓ
દીક્ષા ગ્રહિત કરી તેઓ પ્રભુ મહાવીરના મહાનતધારી

શિષ્યાઓ ૩૫ હતા, તેમણે સર્વે'એ આ જન્મની સંપત્તિનો વૈભવનો દુઃખમય અનુભવ કરેલ હોવાથી, સંપત્તિ તથા વૈભવને ધર્મ'માં સાધકને સ્થાને અનંત બાધક અને વિરોધી માની અન્ય જન્મમાં નિર્ધન થવા માટે નિયાણુ કર્યુ' હતુ આજનો વિલાસી જીવડો, ઉપરોક્ત મહાપુરૂષોની નિર્ધન થવાની ભાવના માટે તેમને દયા પાત્ર માનવાનુ સાહસ કરશે તે સિવાય અન્ય શો વિચાર કરી શકે ? જેમ બિલાડીને રાત્રે તથા દિવસે નિદ્રા આવતી નથી, તેને તો નિદ્રમાં ઉંદરનાજ સ્વપ્ના આવ્યા કરે છે. Cat dreams mice તેમ આજના માનવ સંસારને, વિષય વિલાસ અને ધનનાંજ સ્વપ્ના આવ્યા કરે છે.

આજના માનવ સંસારની સમજ એ છે કે પુરૂષો પૈસો કમાવા અને ખાવા અને સ્ત્રીઓ રાંધવા તથા બાળકોની પ્રતિપાલના માટેજ ઉત્પન્ન થએલ છે અને તેવી મિથ્યા સમજ સંસ્કારો નિત્ય પ્રતિ સવિશેષ દૃઢ થતા જાય છે. કેટલાક આસ્તિકો ધામી'ક ક્રિયા કરે છે. પણ તે ક્રિયાકાંડો માટે આગમોમા કે સૂત્રોમા તે માટેની ગંધ સરખી પણ નથી તેવી બાહ્ય ક્રિયાઓને ધર્મ' માનવામા આવેલ છે. ધર્મ' તો આત્માના **મહાન દિવ્ય તત્વો પરજ રચાયેલ** છે. આત્મ તત્વનો જે । અનુભવ ન થાય તેને ભાગ્યેજ ધર્મ' કહી શકાય.

પુર્વ'જો અને તેમની સંપત્તિ મહાકાલ કરાલ ઘંટીમા ભ્રળાઇ, પીસાઇ ચૂર્ણ' થઇ ઉડી ગઇ, ત્યારે ધર્મ' તત્વ અનન્તકાળ થયા પોતાના મૂળ સ્વરૂપે વિદ્યમાન છે. **મહાન શહેનશાહતો હવામાં ઉડી ગઇ ત્યારે ધર્મ'નુ શાસન જેવુ ને તેવુ વિદ્યમાન છે.** ધર્મ' તત્વ અમર છે, શેષ તત્વોનો પ્રત્યેક ક્ષણે વિનાશ થાય છે. **અનેક યુદ્ધો કરવાં છતાં રાજાઓનાં શાસન પામ્યાં ત્યારે નિરાધાર ધર્મ' શાસન પુર્વ'વત ચમકી રહેલ છે.**

**ધર્મ વિનાનો ભિખારી.**—ધર્મરૂપી ધન વિના આત્મા અનંતકાળ થયાં ભિખારી બનેલ છે. ભિખારી અનંતકાળ થયાં ભીખ માંગવાનો ધંધો કરવાથી, પુરૂષાર્થહીન અને રોગી બનેલ છે. ભિખારી આત્માને, મહામોહ ઉન્માદ રૂપ સન્નીપાતનો રોગનો રોગ છે, જેથી શરીરમાં મારાપણાની ગરમી ઉત્પન્ન થયેન છે મૂળના રોગ સમાન આત્મામાં દ્વેષ ઇર્ષાનો રોગ સમાન વિષય વાસનાનો રોગ છે, જલોદર રૂપ પ્રમાદનો રોગ છે. આવો ભિખારી આત્મા મહાપુરૂષો માટે દયાપાત્ર છે ધર્માંધ જીવો માટે હાસ્ય પાત્ર છે ને વિષય કષાયી જીવો માટે ક્રીડાનું સ્થાન છે,

આ ધર્મહીન ભિખારી આત્માની ઇચ્છારૂપ ભૂખ કદી શાંત થતી નથી ભિખારી સર્વ રીતે અનાથ છે. પાપ રૂપ ભુમિ પર ગમન કરવાથી ભિખારીનુ શરીર તેમજ હાડકા ઘસાઇ ગયા છે કર્મરૂપ ધૂળથી ભિખારીનુ શરીર અતિ મલીન થવા પામ્યું છે. વિષય કષાયની ભીખ માગવા માટે ભિખારી આત્મા ચૌદ રાજલોકમાં ભટક્યા કરે છે. ભીખ માગવા માટે આયુષ્ય કર્મરૂપ ખોપરી હાડી ભિખારીની પાસે છે. સ્વર્ગ નથી, નરક નથી, પુન્ય નથી પાપ નથી, આવી મિથ્યા કલ્પના રૂપ બાળકો આ ભિખારીને સતાવે છે અને તેની પાસે પાપ પ્રવૃત્તિ કરાવી તેને નરકમાં મોકલે છે.

શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ આદિ તુચ્છ એંઠવાડનુ ભોજન આ ભિખારી આત્માને વિશેષ પ્રિય છે તે ભિખારી પોતાનુ ભિક્ષાનું અન્ન અન્ય કોઇ પડાવી ન લે તે માટે સદા ભયભીત ને સાવધાન રહે છે વિષય કષાયનું મલીન ભોજન કરવાથી ભિખારી બુધ્ધિહીન થવા પામ્યો છે. તે સમ્યક્ વિચાર પણ કરી શકતો નથી વિષય કષાયના કુપથ્ય ભોજનથી તેના શરીરમાં મહારૂપ કર્મ સંગ

ધર્મ છે, રત્નના ઢગલા સમાન ધર્મજ છે. વિશ્વમાં ઉત્તમમા ઉત્તમ સ્થાન માત્ર એક ધર્મનુંજ છે.

પરોપકારી પુરૂષો ભિખારીને ઉપદેશ આપવા જાય છે, ત્યારે તે પૂન્યહીન પામર આત્મા વિપરીત વિચાર કરે છે, કે મારી ઇચ્છા નથી, પરાણે મને તેમની પાસે જવાના, વ્યાખ્યાન સાંભળવાના સોગન શા માટે કરાવતા હશે? તેઓ પોતાનું આત્મધ્યાન શા માટે ગુમાવે છે? દાનાદિનો ઉપદેશ શા માટે આપે છે? આવો ઉપદેશ આપી મને પોતાની જાળમાં ફસાવવા માગે છે, માટે તેમને રોકડું સભળાવી દે છે આવી પામરતામય ભિખારીની ભિખારી વેડામય પામર દશા જ્ઞાની અનુભવે છે, ત્યારે તેમને પરમ આશ્ચર્ય અનુભવાય છે. ને પોતે વિશેષ આત્મ સ્વરૂપમાં લીન બને છે.

ધર્મ—રેતીના પાયા પર ચણેલ મકાન સ્થિર રહી શકતું નથી, તેમ આત્મ તત્વનો વિશ્વાસ ના થાય. ત્યાં સુધી જીવો ધર્મની સન્મુખ થઇ શકેજ નહિ આત્મજ્ઞાનના બોધ વિનાનાને ધર્મનો બોધ દેવો તે પાણીમા ચિત્ર ચિતરવા સમાન છે. સ્મશાનભુમિમાં બી ન ઉગી શકે તેમ, આત્મતત્વના બોધ વિના ધર્મ રૂપ બીજની વાવણી ચાવણી નિરર્થક જાય છે આત્માનો વિશ્વાસ થાય તો, જેમ માછલી પાણી વિના, ને ઉંદર જમીન વિના તરફડે છે, તેમ માનવ પણ દાન, શીલ, તપ, આદિ ધર્મભાવના માટે તરફડ્યા કરે, તેને તે સિવાય લેશ માત્ર ચેન ન પડે માનવના શરીર માટે અન્ન, જળ ને હવા જેટલા આવશ્યક છે, ને તેના અભાવે માનવ દુઃખ વેઠે છે, તેમ અન્ન, જળ ને હવા કરતાં માનવ જીવન માટે ધર્મ તત્વ અનંત ઉપયોગી છે ને તેના સિવાય માનવને ક્ષણ માટે પણ શાની અનુભવાની ન જોઇએ. વિશ્વનો તમામ વ્યવહાર, રાજ્ય, સમાજ કે કુટુંબનો વ્યવ

હાર, ધર્મ ભાવનાથી જીવે છે; વિશ્વમાથી માત્ર એક કલાક માટે ધર્મ ભાવનાનો નાશ થવા પામે તો આ સમસ્ત સંસાર સ્મશાનવત અનુભવાય માત-પિતા પોતાના કુટુબની પ્રતિપાલના માટે પોતાના સંતાનની રાત્રિ દિવસ ચિંતા કરે છે. તેને માટે. નિસ્વાર્થ ભાવે ચરમ શ્વાસોશ્વાસ સુધી યત્ન સેવે છે ખાનપાન તથા વસ્ત્રપાત્રમા અતિ સાદાઈથી સયમમય જીવન વિતાવી સતાનના ધનમા વધારો કરવાની તેમની ભાવના રહે છે, તો પોતાના આત્મ તત્ત્વ માટે. આત્મ સુખ માટે કેટલા ત્યાગ, તપ ને સયમની આવશ્યકતા હોવી જોઈએ જેમ સંસારી પોતાના કુટુબ માટે, પોતાના સર્વસ્વનો ત્યાગ કરે તેમ ધર્માત્મા વિશાળ ભાવનાવાળો, **વિશ્વને પોતાનું કુટુંબ માને ને વિશ્વના સુખ માટે રાત્રિ દિવસ યત્ન સેવે,** વિશ્વના કલ્યાણમા પોતાનું કલ્યાણ માને ઉત્કૃષ્ટ સયમમય જીવન વીતાવનારજ ધર્મ તત્વને પ્રાપ્ત કરી શકે છે

**વિકૃત ધર્મ:**—આજનો માનવ, ધર્મને વળગતો નથી પણ ધર્મ (ઢોગી ધર્મગુરૂઓ) મનુષ્યોને પોતાના ભક્તો માનીને વળગતા અને ચોટના આવે છે, અને શહેરોમાં વસીને માનવ સમાજને જળોવત ચોંટે છે, છતા માનવ ઢોગી ધર્મ અને ધર્મગુરૂઓથી વિમુખ રહે છે ધર્મના ઇજારદારોએજ ધર્મની હેલના કરી છે અને કરી રહેલ છે દીપક પતગને આમંત્રણ આપવા જતો નથી દીપક પ્રગટતાની સાથે લાખો પતંગો જીવના જોખમે, દીપકનાં દર્શન તથા સ્પર્શન માટે આવે છે, તેમ ધર્મગુરૂઓ પૂર્વવત જંગલ-પહાડ-પર્વત-ગુફા કે બગીચ઼ાઓમાં રહેતા હોત, અને તેમનામાં ધર્મ ભાવના હોત તો માનવ સમુદાય પતંગના ટોળાવત્ ધર્મગુરૂના દર્શન માટે આવત.

મૃત્યુની માફક આજના ધર્મગુરૂઓ મારફત ધર્મ મનુષ્યને ચોંટે છે પણ આજનો માનવ મૃત્યુ કે ધર્મ બેમાંથી કોઇને ઇચ્છતો નથી, તે તો સંયોગાધીન થાય છે.

ધાર્મિક ક્રિયા મનુષ્ય માટે છે પણ મનુષ્ય તેને પોતાના માટે માનતો નથી. ધર્મનું શાસન માનવ પર નથી. પણ માનવનુ શાસન ધર્મ પર છે. ધર્મ માનવને જીવાડતો નથી, પણ માનવ દયાદ્રષ્ટિએ ધર્મને જીવાડે છે, (આ યુગમાં) તેમ અજ્ઞાનીની સમજ અનુભવાય છે.

**ધર્મોપદેશ** – વર્તમાન અશુચિમય ભોગો પાસે અજ્ઞાનીને સ્વર્ગ તથા મોક્ષના સુખ તુચ્છ અનુભવાય છે, તેથી પરમ આશ્ચર્ય અન્ય શું હોઇ શકે? વર્તમાનમાં પુન્ય તથા ધર્મ આરાધનાથી સુખાનુભવ કરો છો. આ રીતે ધર્મના મધુર ફળનો અભનુવ પ્રત્યક્ષમાં કરવા છતા, પણ ધર્મ આરાધના પ્રત્યે ઉદાસીનતા, તેથી વિશેષ આશ્ચર્ય અન્ય શુ હોઇ શકે?

વિશ્વના જીવો સાથે વૈર તથા શત્રુતાનો ત્યાગ ન કરી શકો, તો તમારા પોતાના તો વૈરી નજ બનો. માનવતાની સત્ય સમજ, સદ્ગુરૂ સમાગમ, ને સત્ય ધર્મ આવા અપૂર્વ સંયોગોને કલંક નજ લગાડવુ જોઇએ. આત્મારૂપે સાક્ષાત્ હોવા છતાં અનાત્મ જડદશામય જીવન નજ શોભે! વિચાર શક્તિ છે. તો તે શક્તિથી સત્યાસત્યનો વિચાર કરો અન્ય અકલ્યાણ કરનાર વિશ્વના જીવો જેટલા દયાપાત્ર છે. તેનાથી વિશેષ દયાપાત્ર ન બનો, કારણ તમને ઉત્તમ સંયોગો મળ્યા છે, તો તેનો સદુપયોગ કરો વિષયભોગ કે જે દુર્ગતિના દાતાર છે. તેનો તિરસ્કાર ન કરતા, પરમ કલ્યાણકારક જિનવાણીનો તિરસ્કાર કરવો તે કેટલું આશ્ચર્ય ગણાય! દુર્ગતિ નગરીના માર્ગરૂપ વિષય તથા કષાયનો ત્યાગ કરો

પણ નથી, કાળ બાથમાં ભીડવા હાથ પ્રસારીને સામે ઉભેલ છે, પણ અજ્ઞાની તેને જોવા માટે અંધ છે અજ્ઞાનીને મૃત્યુનો ડર હોય છે જ્ઞાની માટે તો મૃત્યુ પરમ મંગળ સ્વરૂપ છે એકપણ મિનીટ વિશેષ જીવાય તેવી ધર્મ આરાધના થઇ શકતી નથી, જેથી પ્રત્યેક સમયે પૂર્વભવની પુન્યાઇનુ તેલ ખૂટી રહ્યું છે. અને જીવનના દીપક બુઝાઇ રહ્યો છે, છતા કસાઇવાડાના મૃત્યુ મુખી પશુવત અજ્ઞાની પોતાને અજર અમર માની પોતાની પાપ પ્રવૃત્તિ નિત્ય નિસંકોચપણે વધારતો જાય છે, અને મૃત્યુથી સાવધાન રહેવા શિક્ષા આપનારને દિવાના ને દયાપાત્ર માની, અજ્ઞાની પાપ પ્રવૃત્તિથી પાછો ફરી શકતો નથી



# જૈનધર્મ અને અજૈન સંસાર

——:(૦):——

જૈન ધર્મ અનાદિ કાળનો છે. આ વાત નિર્વિવાદ તથા મત ભેદ રહિત છે.

[લોકમાન્ય-તિલક]

મનુષ્યોની ઉન્નતિ માટે જૈન ધર્મનું ચારિત્ર બહુ લાભદાયી છે, આ ધર્મ બહુ અસલી, સ્વતંત્ર, સાદો અને વિશેષ મુલ્યવાન છે

[ડા. એ. ગિરનાટ, પેરીસ]

કેવા ઉત્તમ નિયમ અને ઉંચા વિચાર જૈન ધર્મ અને જૈન આચાર્યોમા છે.

[ડા. જોહન્નેસ હર્ટર, જર્મની]

જૈન ધર્મ એવો પ્રાચીન ધર્મ છે કે જેની ઉત્પત્તિ તથા તેના ઇતિહાસની શોધ કરવી અતિશય દુષ્કર છે.

[લાલા કન્નૂમલજી]

નિઃસંશય જૈન ધર્મજ પૃથ્વી પર સત્ય ધર્મ છે અને આજ ધર્મ મનુષ્ય માત્રનો આદિ ધર્મ છે.

[મિ. આવે જે. એ. ઉવાઇ મિશનરી]

કાર્ય કર્યાં છે અને મહાન વિજયો પ્રાપ્ત કર્યા છે જૈન ધર્મની શિક્ષાથી સામાજીક જીવન પણ પૂર્ણ થઇ શકે છે હિંદુ માત્રે જૈન ધર્મના કૃતજ્ઞ થવું જોઇએ કારણ તે ધર્મે હિંદુ સમાજની અનેક બુરાઇઓનુ સશોધન કર્યું છે

[પ્રોફેસર ચતુરસેન શાસ્ત્રી]

જૈન ધર્મ સુખ અને શાંતિ પ્રાપ્ત કરવાનું સાધન છે. ભગવાન મહાવીરનો ઉપદેશ જ્ઞાનમય તથા ચારિત્રને સુધારનાર છે પ્રાણી માત્ર પર દયાનો સિદ્ધાત તે અમૂલ્ય સિદ્ધાંત છે.

[ફણી ભૂષણ એમ, એ.]



# સાહિત્ય સમુદ્રના મોતી

—:(૦):—

૧ કુવામાં પડીને કદાચ અધ્ધર રહી શકે પણ અધર્મના ફળથી બચી નહિ શકાય.

૨ સૂર્યોદયે કદાચ પ્રકાશ ન થાય પણ ધર્મારાધનાનું ફળ ત્રિકાળે પણ નિષ્ફળ ન જાય.

૩ વિષય કષાયનો મોહ તે કાળા સર્પને ખોળામાં બેસાડી દુધ પાવા સમાન છે.

૪ અધર્મમય જીવન કરતાં મરણ ક્રોડવાર શ્રેય છે.

૫ પરલોક રૂપ ધર્મશાળામાં સુખ આપનાર મા બેની નથી તમામ બંદોબસ્ત પોતાનેજ કરવો પડશે.

૬ દુષ્ટ અશ્વોવત ઇંદ્રિયો નિત્ય ખાડામાં નાખે છે.

૭ તમારા જીવન રથની લગામ જ્ઞાનીને સોંપો જેથી ઉન્માર્ગથી બચશો.

૮ ધર્મનું વિસ્મરણ થતું હોય તો દુઃખને આમંત્રણ આપો તેમાં તમારૂં શ્રેય છે.

૯ પૃથ્વી, પાણી, અગ્નિ, હવા અને વૃક્ષવત માનવની તમામ ક્રિય પરના કલ્યાણ માટેજ થવી જોઇએ

૧૦ સારા કાર્યના બદલાની આશા રાખનારને તિરસ્કાર અને અનાદર મળે છે.

૧૧ અન્યને દયાપાત્ર માની મદદ કરવી તે નીચ દયા ને નીચ દાન છે

૧૨ વિચાર શકિત રોગ ગ્રસ્ત ન હોય તો હિતાહિત વિચારી શકાય.

૧૩ સત્યના આરાધક પાસે ઐશ્વર્ય ને સૌભાગ્ય ભુખ્યા બાળકવત દોડતા આવશે.

૧૪ સ્વાર્થ, ઇર્ષા, અને માન ત્યાગવાથી ધર્મ સ્પર્શિ શકે છે.

૧૫ હઠ કરીને માત્ર અધર્મનુંજ શરણુ લેશો તો પાપડના લોટ વત સાંબેલાથી કૂટાવું પડશે.

૧૬ કર્મની આંખમાં ધૂળ નાંખવા કોઇ પણ સમર્થ નથી.

૧૭ સારા કાર્યનો બદલો લેવાની ઇચ્છા તે શ્રદ્ધાહીન નાસ્તિકતા છે

૧૮ કોઇના દોષ જોવા તે સ્વગત ભાનને ભૂલીને પોતે પરમ દોષી બને છે તેવા પાપીને અન્યના દોષ જોવાનો શો અધિકાર?

૧૯ બીજાનાં દોષ જોવારૂપ બીજાને ચણા ચવરાવવા કરતાં તેટલો સમય આત્મ જ્ઞાનની ખીર તુ પોતે ખાને.

૨૦ પોતે પોતાનુ અહિત ન કરે ત્યાં સુધી વિશ્વમાં તેનું અહિત કરવાની કોઇની પણ શકિત નથી, કોઇપણ સું ચાં કરવા અસમર્થ છે પોતે પોતાના ત્રણે કાલને સુખરૂપ બનાવી શકે છે.

૨૧ સમુદ્રમા ડુબતો તૃણનું શરણુ લે તેમ સ્ત્રી, પુત્ર અને ધનનું શરણ તે જમના શરણ સમાન છે.

૩૪ કર્મના નિયમનાં દોરડાં વજ્રમય છે અને તેણે ચંદ્ર તથા સૂર્યને પણ બાંધી લીધેલ છે.

૩૫ પાણીમાં પડેલ જુઓ, માછલી અને પક્ષી તેમાંથી નીકળવા માટે તરફડાટ કરે તો સંસાર સમુદ્રમાંથી નીકળવા માટે સમજુ અને વિવેકી કેટલો યત્ન કરે ?

૩૬ બારે માસ સૂર્યનો પ્રકાશ લેવામાં આવે છે; છતાં અંતરનું અંધારું તો લેશ માત્ર દૂર થવા ન પામ્યું

૩૭ ધાર્મિક ઉન્નતિ થયા વિના ભૌતિક ઉન્નતિ થતી નથી.

૩૮ વર્તમાનની અજ્ઞાન સમાજ ધર્મ કરવા જતા પણ ધર્મના નામે અધર્મ આદરી બેસે છે તો અધર્મ સમજે તો તેની શી દશા ?

૩૯ કુદરત માનવને વજ્રના માર મારીને સમજાવે છે. છતાં પામર સમજી શકતો નથી. (પૌત્ર અને પૌત્રી મરે ત્યાં માદા દાદી ન ચેતે)

૪૦ શરીરના પેટ કરતાં મનનું પેટ મોટું છે, તે મમત્વ રૂપી રાક્ષસી પેટમાં પ્રવેશ કરીને તેને ચીરી નાંખે છે.

૪૧ ઈંદ્રિય સુખની આસક્તિ પર આત્માનો પ્રકાશ નાંખી તેને બાળી નાંખો

૪૨ નાંખી દીધેલ ઈંટોનાજ ટુકડાઓ મહેલના પાયા રૂપે હોય છે તેમ જે ધર્મ તત્વને તમે નાંખી દીધેલ ઈંટોના ટુકડાઓ જેવા માનો છો. તેજ ધર્મ તમારા જીવનના પાયા રૂપે

૪૩ સંસારનું ડહાપણ આપણા વિજયનું લવલેશ કારણ નથી.

૪૪ સાંસારિક સંપત્તિ તે કેવળ ભ્રમ અને ભ્રમનો પણ ભ્રમ છે.

૪૫ સંસારની અનિત્યતા માટે પ્રત્યેક સમયે તોપોના અવાજ પડી રહ્યા છે જેને કાન છે તે સાંભળી શકે છે.

**૪૬ માન પામવું, ને ધનવાન થવું આદિ રોગી મગજના વિચારો સિવાય કશુ પણ નથી**

૪૭ જીવનના પ્રત્યેક નાના પ્રસંગોનો પણ વિસ્તારથી પ્રત્યેક સમયે ઇતિહાસ લખાઇ રહ્યો છે પણ આપણે તે વાચતાજ નથી.

૪૮ હુ અને મારૂં તેવા કર્તાપણુાના જ્વરથી મુક્ત થાઓ.

૪૯ માનનો વિચાર પડતો મુકાય તો પરમાત્મ પદ પગમાં છે.

૫૦ એકજ ભૂલ અનંત ભૂલોના બીજ રૂપે છે માટે સાવધાન.

૫૧ વૈર યા માનની ઇચ્છા તે જીવનથી રહિત મૃત્યુ દશા છે.

૫૨ માન અપમાનના પ્રસંગમા અસર ન થાય તેજ કસોટી છે.

૫૩ શિષ્ટાચાર અને વિનયમાં શુભ કર્મ કોઇથી પણ ઉતરે તેમ નથી.

૫૪ ધર્માત્માનો દેવો આજ્ઞાંકિત સેવકો છે.

૫૫ માનુષી લાગણી પાશવી લાગણીના નાશથી થાય છે અને માનુષી લાગણીની મર્યાદા મૂકે દૈવી ભાવના જન્મે છે.

૫૬ લવલેશ માનના અંશે આત્મ તત્વનો નાશ થાય છે.

૫૭ પોતાના એક કુટુંબનેજ મારૂં માનનાર સમસ્ત વિશ્વને તિરસ્કારે છે.

૫૮ તમારૂં જીવન સમસ્ત સંસાર માટે આર્શીર્વાદ રૂપ બનાવો.

૫૯ વ્યક્તિગત સત્તા કે અધિકારને પોતાનો માનવો તે આત્મહત્યા કરવા કરતા પણ ભયંકર પાપ છે.

૬૦ જેટલા પ્રમાણમાં દાન કરાય છે. તેટલાજ પ્રમાણમાં ધનીકતા સત્ય રીતે માની શકાય

૬૧ તમામ મનુષ્યો પશુ જેવું જીવન વીતાવવા ભાગ્યશાળી નથી, વિરલ સંયમી અને સંતોષી માનવ પશુ જેવું સંયમી અને સંતોષી જીવન વીતાવી શકે છે.

૬૨ વિલાસી અને વિષયી માનવ પશુ નથી પણ સુધરેલો મનુષ્ય છે. આવું સુધરેલા માનવનું જીવન વર્તમાન વિજ્ઞાનના સુધારાને આભારી છે નહિ કે સમાજની જંગલી કે અસભ્ય સ્થિતિને લીધે તે અસભ્ય સ્થિતિમાં તેમનું જીવન સ્વાભાવિક હતું એટલે વર્તમાનનો સુધારો તે પૂર્વના જંગલીપણાથી પણ ખરાબ છે.

૬૩ પૂર્વના જંગલી જમાનામાં આટલા રોગો, ડાક્ટરો, દવાઓ, ગુન્હા, ગુન્હાગીર, સીપાઇ, કોર્ટો, વકીલ કે જજો નહોતા. સુધારા માટેની સ્કૂલો કોલેજો યુનિવર્સિટીઓ નહોતી છતાં તે સમયે આટલા રોગો આટલા ગુન્હા પાપો નહોતા તો જંગલી જમાનો કયો ? આ જમાનામાં સુધારાનો આટલા સાધનો નહોત તો વર્તમાનના પ્રગતિના જમાનાનો પાશવી માનવ કદાચ પિશાચને પણ શરમાવી દેત. પૂર્વનો જંગલી જમાનો પાછો આવે તો ઉપરનાં તમામ સુધારક અને સ્વાસ્થપ્રદ સાધનમાંથી કશાની પણ જરૂર ન રહે.

૬૪ નહિ યા જે જે વસ્તુ જે રૂપે ન હોય તેને તે રૂપે કહેવી તે માયા.

૬૫ મોહરૂપ ગોંદજનની પાછળ દુઃખના ડગે ડગા જોડાયેલ છે અને તે ફલવાન છે.

૬૬ વરાળ અને વીજળીના જમાનામાં બળદગાડી જેવા ( શુષ્ક ક્રિયા) ધર્મોએ ગાંસડા પોટલા બાંધી રવાના થઇ જવું પડશે.

૬૭ ગાડી ઘોડા મોટર અને નોકર શ્રીમંત માણસના ગુલામ છે. તેમ શ્રીમંત માણસ પણ તેના ગુલામ છે. કારણ તેને તેના સિવાય ચાલતું નથી.

૬૮ તમારે ત્યા આવેલ મહેમાન મેવા મીઠાઇ ખાઇને જાય તેના કરતાં તમારે ત્યાથી એક સદ્‌ગુણ વધારીને લઇ જાય તેવી ભાવના અને જીવન રાખો.

૬૯ દ્રવ્યનું દાન આપવા કરતાં ગુણનું દાન કરો. દ્રવ્ય લેનાર પાપ કાર્ય સેવી પાપી પણ બની શકે છે.

૭૦ પશુ બનવાની ઇચ્છાથીજ માનવ પોતાની વૃત્તિ તથા મનોભાવને વિષય કષાયમય બનાવે છે.

૭૧ રોગ, દુઃખ અને સંકટ તે જીવનના પંથ માટે દીવાદાંડી સમાન છે. તે આપણને ઉન્નતિનો પંથ બતાવે છે.

૭૨ શત્રુઓથી યા દુંખથી તમારૂં રક્ષણ થાય તેવી પ્રાર્થના ન કરો. પણ મિત્રો, સ્નેહી અને સુખથી પોતાનું રક્ષણ થાય તે માટે પ્રાર્થના કરો કારણ શત્રુ કરતાં મિત્રો ગપાટામાં તમારો વિશેષ સમય ખાઇ જાય છે. અને સુખ તમને ધર્મથી વિમુખ રાખે છે. ત્યારે દુખ ધર્મની સન્મુખ રાખે છે.

૭૩ ડુબતી સમાજના નાયકને ડૂબવું પડશે તે કોઇપણ રીતે તરી નહિજ શકે.

૭૪ મળ મૂત્રના ત્યાગથી શરીરમાં શાંતિ અનુભવાય છે તો અત્યંત અશુચિના પીંડસમ વિષય કષાયના ત્યાગે કેટલી શાંતિ અનુભવાય?

૭૫ હું જનમ્યો છું. તેવું સાંભરતું નથી અને હું મરીશ તેવો નિશ્ચય કરાવી શકે તેવી સંસારમાં કોઇ શક્તિ નથી.

૭૬ પગ લથડીઆં ખાતાં હોય તો મસ્તક ફૂટી જાય તેમ ગરીબ પગ સમાન છે અને ધનવાન મસ્તક છે. જો ગરીબ દુઃખી હશે તો ધનવાન પણ દુઃખી થવાનાજ.

૭૭ હરિશ્ચંદ્રનાં રાજ્યમાં સત્યનો ઉપદેશ દેવો ન શોભે તેમ મહાવીરના પુત્રોને અહિંસાના અવતારોને ખાદી આદિ અહિંસક પદાર્થો માટે ઉપદેશ સાંભળવો ન શોભે.

૭૮ ત્રણ લોકનું રાજ્ય મળે તો પણ હિંસક વસ્તુનો વ્યાપાર યા તેને વાપરવું તે ન જ શોભે.

૭૯ ફાનસમાં તેલ ઉંચે ચઢે તો પ્રકાશ આપે અને નીચે ટપકે તો અંધકાર થાય તેમ શરીર રૂપ ફાનસમાં વીર્ય રૂપ તેલનું ચઢવું તથા ઉતરવું સમજવું

૮૦ તમે તમારા દોષોનું લીસ્ટ બનાવી તમે તમારા પોતાના ઉપદેશક થઇ તમને પોતાને ઉપદેશ આપો.

૮૧ તમારા આંસુઓથી તમારી નાસ્તિકતા ધોઇ નાખો.

૮૨ તમારા શરીરરૂપ મંદીરમાં પરમાત્માની પધરામણી કરાવો.

૮૩ વૈરાગ્ય રૂપ વાયુથી વિષય કષાયનો કચરો ઉડાડી દો.

૮૪ ધનવાનોએ નિર્ધનને ધન આપતાં મસ્તક નમાવીને સત્કાર પુર્વક ધન આપવુ જોઇએ. ખાલી વાસણમાં પાણી નાંખતાં ઘડો પોતાનું મસ્તક નમાવીને તેને નમસ્કાર કરીને તેમાં પાણી રેડે છે, વૃક્ષો પણ નમીનેજ ફળ આપે છે.

૮૫ સ્વપ્નમાં મળેલ ખજાનાથી કોઇ પોતાને શ્રીમંત માને તો તે જેમ મૂર્ખ છે તેથી વિશેષ દયાપાત્ર જાગૃત દશામાં સંપત્તિને પોતાની માને છે અને તે મરણ રૂપ છ્વે છે.

૮૬ લાખની હુંડી વટાવ્યા વિના ભુખ ન ભાગે તેમ, આચારમાં મૂક્યા વિનાનો ધર્મ તે કેવળ કાગળની હુંડી સમાન છે.

૮૭ સાધુ વર્ગ સરોવરના પાણીને ખરાબ કરનાર સેવાળવત વધવા પામ્યો છે, જવલેજ કોઇ કમળ સમાન શોભા રૂપ હશે. બાકી સેવાળવત સાધુ રોગ અને કલેશ ફેલાવે છે.

૮૮ સાધુ સમાજનો મોટો ભાગ ધર્મ રૂપ વૃક્ષ સમાજને વેલાવત વીંટાઇને તેનો સત્વ શોષી ગયો છે વિરલ પુરૂષ ધર્મ અને સમાજ રૂપ વૃક્ષને ખાતર નાખીને પોષણ આપતા હશે.

૮૯ ધર્મ તે બી સમાન છે ને સંપ્રદાય તે ફોતરા સમાન છે. ફોતરાથી બીની રક્ષા થઇ શકે છે. પણ ફોતરાની રક્ષા કરીને બીનો નાશ ન કરવો જોઇએ. વર્તમાનમાં બીજના ભોગે ફોતરાની રક્ષા સંપ્રદાયના સૈનિકો કરતા અનુભવાય છે.

૯૦ પોસ્ટના સ્ટામ્પવત ધર્મ પર અનેક સંપ્રદાયોની છાપો પડવાથી ધર્મનું નામ નિશાન અનુભવાતું નથી કેવળ સંપ્રદાયી શાહીની કાલિમા અનુભવાય છે ધર્મ તત્વ કાલિમાથી દટાઇ ગયેલ છે.

૯૧ ગજરાજને સ્થાને જળો બની સંપ્રદાય વાદના સડેલ લોહી પીને તમારા પેટ ભરી તેની અશુચિ દ્વારા ગંદકી ફેલાવો નહિ

૯૨ જગતના પ્રભુ થાઓ નહિતર જગત તમારા પર પોતાનું પ્રભુત્વ જમાવશે

૯૩ એક માણસ રાજ્ય ગુમાવે અને બીજો આત્મ સ્વરૂપ ગુમાવે તો એમાં ભાગ્ય હીન કોણ ?

૯૪ આત્મભાન ભૂલી ત્રણ લોકની સંપત્તિ પ્રાપ્ત કરે તો તે શા કામની ?

૯૫ તમારા શરીર માંહેની હવા તે પણ તમારી નથી તો તમારું કોણ ?

૯૬ આ મારું અને આ તારું તેવી ભેદભાવનાવાળો સ્વાર્થની વ્યાધીથી સડીસડીને પીડાય છે.

૯૭ આત્માનુ ભાન થતાની સાથે સ્ત્રી પુરૂષને સકળ સંસાર બાળકને રમવાના રમકડા વત અનુભવાશે

૯૮ આત્માનું ભાન થતાંની સાથે સ્નેહીઓ નાટકના ક્ષણિક પાત્રો અનુભવાશે.

૯૯ તમારા બોલાવ્યા વિના સંકટ આવતું નથી.

૧૦૦ પ્રભુને પ્રાર્થના કરો કે મને ખબર પડયા સિવાય મારાથી નિત્ય નવા નવાં સત્કાર્યો થયા કરે.

૧૦૧ પરમાર્થ એજ ખરો સ્વાર્થ છે.

૧૦૨ જેને પરમાત્માનું જ્ઞાન છે તેને ત્રણ લોકનુ રાજ્ય સ્વા. કરણથી અનંત તુચ્છ અનુભવાય.



# અગાઉથી ગ્રાહક થનાર સદ્‌ગૃહસ્થોની શુભ નામાવલી

## ખંભાત

૫૧ શા. સાકરચંદ મોહનલાલ તેમની સ્વ. પુત્રી બેન જયાના સ્મરણાર્થે
૨૫ શા. મોહનલાલ ઇચ્છાલાલ
૧૬ સ્વ. બેન ઝબલ ખુસાલચંદ હા. રૂપાળી બેન છોટાલાલ
૧૧ શ્રી. કડાકોટડી સ્થા. જૈન સંઘ હા. ગાંધી મોહનલાલ જગજીવનદાસ
૭ શા. શીવલાલ છોટાલાલ
૭ ,, સુખલાલ દોલતચંદ
૭ ,, મોહનલાલ જગજીવનદાસ
૭ ,, અંબાલાલ ગટોરચંદ
૭ ,, રતીલાલ ચુનીલાલ
૭ ,, કેશવલાલ ગાંડાભાઇ
૭ ,, કાન્તીલાલ હરીલાલ
૭ ,, બાલચંદ ખુશાલદાસ
૫ ,, છોટાલાલ દોલતચંદ
૫ ,, છોટાલાલ મોતીચંદ
૫ ,, મુલચંદ છોટાલાલ
૫ ,, મોહનલાલ દોલતચંદ કાપડીયા
૫ ,, મોહનલાલ રતનચંદ
૫ ,, અંબાલાલ મોહનલાલ
૫ ,, મોહનલાલ દોલતચંદ ગાંધી
૫ ,, માણેકલાલ ચુનીલાલ
૫ ,, ઉજમસીભાઇ મગનલાલ
૫ ,, જોઇતાચંદ વજેચંદ
૫ ,, મોહનલાલ નગીનદાસ
૫ ,, ભાઇચંદ ખુબચંદ
૫ ભા. મોતીલાલ હરગોવનદાસ
૪ શા. બુધીલાલ ત્રીભોવનદાસ
૩ ,, ખુશાલદાસ ફત્તેચંદ
૩ ,, મોહનલાલ ગાડાભાઇ

૩ ,, મોમચંદ ગોપટલાલ
૩ ,, સકરાભાઈ લલ્લુભાઈ
૩ ,, છોટાલાલ તારાચંદ
૩ ,, ગોકળદાસ ઉજમસી
૩ ,, ચીમનલાલ રતનચંદ
૩ ,, નગીનદાસ મગનલાલ
૩ ,, કસ્તુરચંદ નગીનદાસ
૩ ,, ચુનીલાલ ભુરાભાઈ
૩ પા છોટાલાલ દામોદરદાસ
૩ ભા. ભોગીલાલ બકોરદાસ
૩ ,, અમરતલાલ ગીરધરલાલ
૨ શા. સકરાભાઈ દેવચંદ
૨ ,, અંબાલાલ મણીલાલ
૨ ગાંધી હીરાલાલ અંબાલાલ બી. દોલતચંદ
૨ શા બાપુલાલ સુંદરલાલ
૨ ,, નેમચંદ છોટાલાલ
૨ ,, છબાભાઈ કસ્તુરચંદ
૨ પા. છોટાલાલ બાપુલાલ
૨ ભા નાથાભાઈ નરોતમ
૨ ,, બાપુલાલ છગનલાલ
૨ ,, તલકચંદ મથુરભાઈ

૧ શા રતનલાલ જેઠાલાલ
૧ ,, અંબાલાલ ભાઈચંદ
૧ ,, ગફુરભાઈ ફતેચંદ
૧ ,, માણેકલાલ ડાહ્યાભાઈ
૧ ,, મણીલાલ ઉજમસી
૧ ,, દલસુખભાઈ ફતેચંદ
૧ ,, રતીલાલ નેમચંદ
૧ ,, વાડીલાલ ડાહ્યાભાઈ
૧ ,, અમરતલાલ હરજીવનદાસ
૧ ,, ચતુરભાઈ છોટાલાલ
૧ ભા શકરાભાઈ છગનલાલ
૧ , છોટાલાલ લખમીચંદ
૧ ,, ચુનીલાલ મોતીલાલ
૧ ,, ભીખાભાઈ નાથાભાઈ
૧ ,, મણીલાલ જેઠાભાઈ
૧ , હિરાલાલ છગનલાલ
૧ , શાન્તિલાલ ગરબડદાસ
૧ પા માણેકલાલ ઝવેરભાઈ

**લીમડી** (બ ૮૭)

### ચિંચવડ

૧ રામચંદ પુનમચંદ લુંકડ
૧ શ્રી. ફત્તેચંદ જૈન વિદ્યાલય

### સુરત

૪૦ શા છોટુભાઈ અમીચંદ

### જયપુર સીટી

૧૦ ધર્મવીર દુર્લભજીભાઈ ત્રીભુવન ઝવેરી

### ફુલટણ

૫ પારેખ રેવાશંકર દુર્લભજી આસી. એન્જીનીયર

### કલકત્તા

૨ દેસાઇ મણીલાલ સુંદરજી

### કુવરદા

૧ શા. નગરાજ અનરાજ

### વાદણ વાડી

૫ શા. રાયચંદ ફુલચંદજી

### મદ્રાસ

૩ શા. કીસનલાલ રૂપચંદ

### ખણડપ

૩ શા. ધનરાજ ગુમનાજી જૈન

### જામજોધપુર

૨ શ્રી. સ્થાનકવાસી સંઘ હા. દોશી વીઠલજી કુરજી

### ડાકોર

૫ શા સુંદરલાલ વજેચંદ

### બોરડી

૫ ,, નરસીંહદાસ ચુનીલાલ
૩ શા. અંબાલાલ છગનલાલ
૧ શા નરશીદાસ ચુનીલાલ
૧ શા ચુનીલાલ નરશીદાસ

### ખસ

૨ શ્રી સ્થાનકવાસી જૈનશાળા

### બદનાવર

૨ શ્રી શ્વે. સ્થા. જૈન પાર્શ્વનાથ મિત્રમંડળ

### ચોટીલા

૧ શ્રી. લવજી સ્વામી જૈન ફ્રી લાયબ્રેરી

### રામપુરા

૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

### વસતડી

૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

### બોડુ

૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

### દેદાદરા

૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## ચુડા
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## અકેવાલીયા
૧ શ્રી લવજી સ્વામી જૈન લાયબ્રેરી

## ધાંધલપુર
૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## ખાટડી
૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## શેખપુર
૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## આણંદપુર
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## ભાડલા
૧ શ્રી લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## ખીરસરા
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## રાજપરા
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## જામકંડારણા
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## વઢામણ
૧ શા. ગુલાબચંદ [illegible] માસ્તર

૧ ભા. મણીલાલ નારાયણદાસ
૧ શા નરોતમ મગનલાલ
૧ ભા જીવરાજ ઠાકરશી
૧ ભા કસ્તુર શામજી

## વેરાવળ
૪ શા. રતનજી પ્રેમચંદ

## સાણંદ
૨ શા. હીરાચંદ છગનલાલ

## વણછારા
૩ શ્રી. સ્થાનકવાશી જૈન ઉપાશ્રય ખાતે હા
શા. હીરાલાલ શામળદાસ

## ગઢસીસા
૧ રા મોહનલાલ એસ દેસાઈ

## કરાંચી
૨૦ શ્રી. સ્થા જૈન સંઘ હા. સેક્રેટરી ખીમ-
ચંદ મગનલાલ વોરા

## ઉપલેટા
હા દોશી દેવચંદ હરખચંદ—મારફત
૪ શા. વનમાલી હરજીવન
૨ શેઠ ખુશાલચંદ કાનજી
૨ શેઠ ત્રીભોવન દેવરાજ

૨ શેઠ જેઠાલાલ ગોવરધન
૨ દોશી મુલજી માનકજી
૨ દોશી મોતીચંદ મકનજી
૨ દોશી દેવચંદ હરખચંદ
૧ શા. ભુરાલાલ જેચંદ કુંભાણી
૧ કોઠારી વજરાજ દેવજી
૧ કોઠીઆ વનમાળી પુંજાલાલ
૧ ખત્રી ડાહ્યાભાઇ માડણ
૧ કોઠીઆ કપુરચંદ ખેતશી
૧ દોશી નાનજી હરખચંદ
૧ શા. પરસોતમ ગોવરધન

## અંજાર (કચ્છ)

૫ શા. દેવશી કાનજી
૧ શ્રી. લવજી સ્વામી સ્મારક જૈન પુસ્તક ભંડાર

## ચણાકા

૧ પાનચંદજીસ્વામી સ્મારક જૈન લાયબ્રેરી

## વઢવાણ સીટી

૧ સંઘવી મુળજી હીરાચંદ
૧ કોઠારી જીવણ કરસનદાસ
૧ શા. મગનલાલ લલ્લુભાઇ
૧ શા હરજીવન દેવશી

## મુંબઇ

૧૫ શેઠ અમૃતલાલ પોપટલાલ કામદાર
૧૦ ,, મગનલાલ પ્રાણજીવનદાસ દોશી
૧૦ ,, નરભેરામ રામજી
૬ ,, ગોપાલજી હીરજીભાઇ
૬ ,, ચીમનલાલ પાનાચંદ
૫ ,, પ્રાણલાલ ઇંદ્રજી
૫ ,, નાગરદાસ કસ્તુરચંદ તલશાણીઆ
૫ ,, જગજીવનદાસ જેઠાલાલ
૫ ,, ગોકળદાસ અમરશી
૫ ,, રતનજી વીરપાળ
૫ ,, ગોપાલજી માણેકચંદ
૫ ,, મોહનલાલ માણેકચંદ
૫ ,, પ્રભુદાસ વીરજી
૫ ,, કપુરચંદ પ્રાગજી
૫ ,, નરભેરામ ગુલાબચંદ ચોટીલાવાળા
૫ ,, ઉમરશી નેણશી
૫ ,, નાગજી દેવશી
૫ ,, દુલ્લભદાસ હરજીવનદાસ સાયલાવાળા
૫ ,, તેજશીભાઇ લાધાભાઇ
૫ ,, હીરાલાલ પાનાચંદ
૫ ,, દામોદર કરમચંદ

૫ ,, અમરતલાલ નાનજી દા નેમીદાસ શેઠ
૫ ,, કલ્યાણજી કપુરચંદ
૫ ,, નેણશી હીરાચંદ
૫ ,, નેમચંદ સુંદરજી કનોલવાળા
૫ ,, ગોકલદાસ શીવલાલ અજમેરા
૫ શા. રામજી કરસનજી
૫ ,, રત્ન ચિંતામણી સ્થા જૈન મિત્ર મંડલ
૩ બ્હેન રા પા બરવાળાવાળા
૩ શા. મનસુખલાલ સુખલાલ ની કુાં૦
૩ ,, પાસુ આણંદની કુાં૦
૩ શેઠ તેજમલ મનોત
૩ ,, નેનચંદ કમળચંદ
૩ ,, માણેકલાલ ભગવાનદાસ
૨ ,, બાલચંદ સકરચંદ સાણંદવાળા
૨ ,, મોનજી શીવજી
૨ ,, જેઠાલાલ ત્રીભોવનદાસ (થાનગઢ)
૨ ,, કાનજી રણછોડ
૨ ,, અમુલખ મોહનલાલ
૧ ,, પ્રાગલાલ માણેકચંદ
૧ ,, મોનજી ખીમા
૧ ,, શામજી માનજી

૧ ,, ગીરધરલાલ જીવણભાઈ સંઘવી
૧ ,, વીઠલદાસ સુંદરજી
૧ ,, ડોસાલાલ મંગળજી
૧ ,, જીવરાજ એન્ડ સન્સ
૧ ,, મુળચંદ મોનચંદ
૧ ,, ત્રીભોવનદાસ વ્રજલાલ
૧ ,, મુળચંદ મગનલાલ અમદાવાદવાળા
૧ ,, મોતીલાલ લક્ષ્મીચંદ સંઘવી
૧ ,, વેરશી ઉમરશી
૧ ,, ધીરજલાલ ચંપકલાલ
૧ ,, નરમદાશંકર ચુનીલાલ ગોળવાળા

**રાજકોટ**

૧૦ શ્રી સ્થા. નકાભાઈ એન્ડ ધોળીબાઈ જૈનશાળા

**કલોલ**

૨૫ નગરશેઠ ચંદુલાલ કેશવલાલ
૨૫ શા હકમચંદ ડોસાભાઈ
૨૫ ,, ઘેલાભાઈ પ્રાણલાલ
૧૫ શેઠ રતનચંદ મયાચંદ ડોકટર
૧૧ શા મોહનલાલ મોભારામ

**રંગુન**

૨ શ્રી સ્થાનકવાસી જૈનગાળા સાગરીજ